१५७६

# नळदमयंतीनाटक.

મહાભારત અંતર્ગત

## નળોપાખ્યાન

ઉપરથી

રચીને પ્રસિદ્ધ કરનાર

રણછોડભાઈ ઉદયરામ.

( આ નાટકના ૩૦૦ કરતાં વધારે વાર પ્રયોગ થયાછે. )

ત્રીજી આવૃત્તિ.

પ્રતિ ૩૫૦૦ મી

મુંબઈ.

નિર્ણયસાગર મુદ્રાયંત્ર.

સંવત ૧૯૩૯.

સન ૧૮૮૩.

મૂલ આઠ આના.

સર્વે હક્ક કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

# नळदमयंतीनाटक.

## પાત્ર.

| | |
|---|---|
| નળ | નિષધ દેશનો રાજા. |
| દમયંતી | તેની રાણી. |
| ઈન્દ્રસેન | તેનો કુમાર. |
| ઈન્દ્રસેના | તેની કુમારી. |
| પુષ્કર | તેનો પિત્રાઈ ભાઈ. |
| સાલારાય | પુષ્કરનો સાળો. |
| સુદેવ | વિદૂષક. |
| બૃહત્સેના | દમયંતીની દાસી. |
| વાર્ષ્ણેય | નળનો સારથી. |
| ભૂમાનંદ, દેવાનંદ | તપોવનના બ્રાહ્મણ. |
| કલિ | ચોથો યુગ. નળનો શત્રુ. |
| દ્વાપર | ત્રીજો યુગ. કલિનો સોબતી. |
| સત્યયુગ | પેહેલો યુગ. |
| કર્કોટક | એક નાગ. |
| ઈન્દ્ર, વરૂણ, અગ્નિ, યમ | દેવતા. |
| ઋતુપર્ણ | અયોધ્યાનો રાજા. |
| બાહુક | વિરૂપ થઈ ગયેલો નળ. |
| જીવલ | ઋતુપર્ણનો સારથી. |
| શુચિ | સંઘવી. |
| ચેદિરાજ | ચેદિદેશનો રાજા. |
| ભાનુમતી | તેની રાણી. |
| સુનંદા | તેની કુમારી. |
| ભીમક | વિદર્ભદેશનો રાજા. |
| વજ્રવતી | તેની રાણી. |
| પર્ણાદ | તેનો ગોર. |
| કેશિની | તેની દાસી. |

દેવતા, નાગરીકો, પ્રધાન, સેનાપતિ, દરબારિયો, દ્વારપાળ, પ્રતિહાર, પ્રતિહારી, કંચુકી, પરી, પડો વગાડનાર, પારધી, તેનો સોબતી, ઋષિઓ, ઋષિપત્ની, ઋષિકુમારી, દાસિયો, છોકરાં, સ્ત્રિયો, પુરૂષો ઇત્યાદિ.

१९७५

# नळदमयंतीनाटक.



## अंक १ लो.

### प्रवेश १ लो.

સ્થળ, વિદર્ભદેશની રાજધાની પાસેનું તપોવન.

ઋષિઓ ઇત્યાદિ એકઠા મળીને ગાયછે.

" નાથ કેસે ગજકો બંધ છોડાયો " એ ઝીંઝોટી કે આસાવરી રાગ.

પ્રભુ એક તુજમાં છે આશ અમારી, નથી અવર કશું લાભકારી. પ્રભુ-ટેક.
તુજ પદ મ્હોટું પ્રભુ પામવાને, સંસારમાં બાધ ભારી,
માટે અમે અળગા રહી એથી, લીલા વખાણિયે તારી. પ્રભુ. ૧
શિયાળે શીતળ નીરમાં રહિયે, ઊન્હાળે અગ્નિને ધારી,
સહજ ઊગેલું આરોગિયે અન્ન, વેરાયલાને સુધારી. પ્રભુ. ૨
કેશના વેશ વધારિયે પાંચે, શરીરના સુખને નિવારી,
જપ, તપ, ધ્યાન ધરી, કરી યજ્ઞો, ઇન્દ્રિયો રાખિયે વારી. પ્રભુ. ૩
શાસ્ત્ર ભણીને ભણાવિયે સૌને, ટાળવા રીતિ નઠારી,
તુજ ગુણગાનના ગુંથિયે ગ્રંથો, ધર્મના માર્ગો પ્રસારી. પ્રભુ. ૪

( સર્વે નાનાપ્રકારની ક્રિયા કરેછે. એક ઋષિપત્ની ગાય દૂવેછે. પાસે હરિણ ચરેછે. )

કલિ અને દ્વાપર અન્દર પ્રવેશ કરેછે.

**કલિ.**—ભાઈ દ્વાપર, જોયો, પેલો પુષ્કર, નળનો પિત્રાઈ ?

**દ્વાપર.**—હા, ભાઇ કલિ, જોની, એ કેવો ધ્યાનમાં બેઠો છે.

**કલિ.**—જંગલના વાનર જેવા આ બ્રાહ્મણો, જ્યારે ને ત્યારે, કામમાંના કામમાં. આપણને નડનારા એજ છે. ધર્મનાં વખાણ કરનારા, ધર્મને બેહેકાવનારા, ધર્મનો મહિમા વધારનારા એજ વાનરા છે.

**દ્વાપર.**—નહિ લેવું નહિ દેવું, તોયપણ, એ વનચરો ધર્મના સાહાય્યકારી થઈ રેહેછે; અને એઠા એઠા પુસ્તકો રચીને સંસારિયોને ધર્મને માર્ગે પ્રેરેછે. ધર્મ તે કાંઈ એકજ જાતિનો પ્રવર્ત્તાવેછે ? રાજાપ્રજાના ધર્મ, સ્ત્રીપુરૂષના ધર્મ, વર્ણાશ્રમના ધર્મ, ધર્મ અને ધર્મ, જ્યાં ત્યાં ધર્મ. ખરે, મારાથી પણ એટલું બધું તો નથી વેહાતું. સત્યયુગ પોતે ચારે ભાગે ધર્મમાં પ્રવર્ત્યો, ત્રેતાયુગે ત્રણ ભાગ ધર્મના રાખ્યા, અને એક ભાગ અધર્મને માટે રાખ્યો; પણ હું તો કોઈનો પક્ષપાતી નથી. એટલે ધર્મ અને અધર્મ, બંનેને સમાન રાખીશ.

**કલિ.**—ભાઈ, આપણું પ્રબલ નથી એટલે આપણું કર્યું થતું નથી. આ વગડાના વાનરા, જંગલના કુતરા, કામ ધંધો છોડી દઈને જગતને સીધે રસ્તે ચલાવવાને માથાફોડ કર્યાંજ કરેછે; પણ તું નક્કી રાખજે, કે મારો વારો આવતાં અધર્મ, અધર્મ, ને અધર્મ, જો ચારે દિશાએ અધર્મ પ્રવર્ત્તાવું નહિ, તો મારૂં નામ કલિ નહિ.

( પુષ્કર ઉપર એક ઇંટાળો ફેંકેછે, તે સચેત થાયછે, એટલે કાગળ નાંખેછે તે વાંચી પુષ્કર આશ્ચર્ય પામી વિચારમાં પડેછે. )

**દ્વાપર.**—તું ગમે તે કરીશ તોપણ ધર્મનો એક ભાગ તો તારામાં પણ વર્ત્યાવિના રેહેવાનો નથી. સંસારવ્યવહારની દુગ્ધા છોડી દઈને, તનમનની બધા પ્રકારની આરોગ્યતા સચવાઈ શકે એવે સ્થાને, એકાન્તમાં બેઠા બેઠા, આ લોકો ગ્રંથોની ગુંથણી કરીને સર્વપ્રકારના ધર્મની સ્થાપના કરેછે, તેની અસર નીકળવી મહાકઠિણ છે; એ લોકો કેવા છે.—

( ગીતિ ) દોરી દૂર રહી ખેંચે, સત્તા ચલવે પણ નહિ કંઈ માથે;
માંહ્ ખરા વળી જૂદા, પગ દહિ ને દૂધમાં ધરે સાથે.

**કલિ.**—અરે, ડરેછે શું કરવાને ? આશાથી સર્વે જીવેછે.

**દ્વાપર.**— ( ગીતિ. )

લાલચ આશા નહિ તે, સૌમાં સંતોષ નિત્ય મન આણે;
અપમાન માન ન ગણે, નિસ્પૃહિ તૃણવત્ જગત કરી જાણે.

**કલિ.**—અરે તું જો તો ખરો, ક્યાં લગી એવું ટકનાર છે. પેહેલો ઘા એ મૂળના ઉપર કરીને એમનું સત્યાનાશ વાળ્યાવિના હું રેહેવાનો

નથી. આ ડાહ્યા થઇને બેઠેલા વાનરાના વંશજોને ભાન ભૂલાવીને ભ્રષ્ટ કરૂં નહિ તો પછી થઈજ રહ્યું તો.

**દ્વાપર.**—કદાપિને તારૂં બહુ જોર વાગશે તો એમને આશ્રમ છોડાવાની તું અગત્ય પાડીશ, તો પણ, સંસારમાં ભળશે, તેથી તેઓ રજેરજના જાણીતા થઈને, અટકચાળાં કર્યા વિના રેહેશે નહિ.

**કલિ.**—અરે તું શું બોલેછે? હું અધર્મનો સહાય, એવો ટેકવાળો છું, કે જેટલા ધર્મ અને નીતિ ચલાવવાવાળા, અને તેના પોકાર કરવા-વાળા છે, તેઓને ત્રાહિ ત્રાહિ પોકરાવીશ, અને એવા પછાડીશ, કે તેઓ કોઈ કાળે ઊભાજ થઈ શકશે નહિ.

**દ્વાપર.**—એ તો ઠીક, પણ આગ્રહી અને દૃઢવિચારવાળાઓના ઉપર ફાવવાનું કામ મને સેહેલું લાગતું નથી.

**કલિ.**—આગ્રહ તેમનો સાહાય્યકારી છે ને શું આપણો નથી? દૃઢવિચાર માત્ર તેઓજ કરી શકેછે, અને શું આપણા મગજમાં તે રહી શકતો નથી? નહિ, નહિ. વિવેકથી વિચાર કરવા જતાં, કદાપિ તેઓ કોઈ વિષયમાં મન ડોડળાવી દે; પણ આપણે તો જે આદર્યું તે આદર્યુંજ. અવિવેકને જેટલી દૃઢ વિચારસાથે મળતી પાંતી છે, તેટલી વિવે-કસાથે નથી. જે સદ્ગુણી છે તેને ખોટા પરિણામની બીક રેહેછે, પણ દુર્ગુણીને તો ખોટાજ સાથે ખરો ભાવ બંધાયો હોયછે એટલે, ગમે તે પ્રકારના પરિણામનો તેને ડર રેહેતો નથી.

**દ્વાપર.**—એ તેં બરાબર કહ્યું.

**કલિ.**—વળી સાંભળ. મૂર્ખ જેટલા દુરાગ્રહી હોયછે તેટલા ડાહ્યા હોતા નથી; કેમકે મૂર્ખ તો લાજ શરમ ઉંચી મૂકેછે, એટલે પછી તેઓને બીજી કશી બીક રેહેતી નથી; માટે અધર્મના સહાય જગતમાં ઘણા થશે. તું જો તો ખરો, મારો પ્રયત્ન કેવો ફળરૂપ થાયછે તે.

**દ્વાપર.**—તું ભવિષ્ય વર્તી શકે છે તેથી તને સૂઝતું હોય તે ખરૂં.

**કલિ.**—હું કહુંછું એમાં તારે ફેર સમજવો નહિ. હું કોણ? અને મારૂં બળ કેટલું? હું તો અતિશય બળવાળો કલિ! બીજાં મારાં નામ તું જાણેછેકની? હું કળહ, કંકાસ, કજિયો, ક્લેશ, ઘણા નામવાળો

ઇશ્વિરને ધ્રુજાવવાવાળો બહુનામી હું કલિ, સંસારિયોમાં મારો જરાક અસર થયો કે જોઇલિયો પછી મારૂં જોર.

**દ્વાપર.**—એથી શું થશે ?

**કલિ.**—શું થશે ? હું કલિ જે તીરરૂપ છું તે જેના કાળજામાં પ્રવેશ કરૂં તેને એમનો એમ છોડું ? જો સાંભળ—જ્યાં કળહ પેઠો ત્યાં શો પરિણામ થાય ?

**દ્વાપર.**—માઠો, ખચીત માઠો.

**કલિ.**—જ્યાં કંકાસ પેઠો ત્યાં શું નીપજે ?

**દ્વાપર.**—દુઃખ, દુઃખ, ને દુઃખ; બીજું કાંઈ નહિ, પણ દુઃખ.

**કલિ.**—જ્યાં કજિયાનું મૂળ રોપાયું ત્યાં તેનું ઝાડ થતાં કેવાં ફળ થાય ?

**દ્વાપર.**—કડવાં કડવાં ઝેર.

**કલિ.**—એ પ્રમાણે મારા પ્રત્યેક નામનો મહિમા છે; અને તેમાં કેવો સત્વર પરિણામે પોહોંચાડનાર અર્થ રહેલો છે તે તેં જોયું. વળી માહું કેટલા પ્રકારનું છે તે તું વિચારી જો. દુઃખનું રાજ્ય કેવું બોહોળું અને તેની લીલા કેવી નાનાપ્રકારની છે તે તું ધારી જો. કડવાં ફળ કેટલા પ્રકારનાં થાયછે તે તું તારી અક્કલમાં ઉતારી જો.

**દ્વાપર.**—એ બધું મારા સમજવામાં આવ્યું. પણ નળ જેવા જ્યાંસુધી સદ્ગુણી રાજા હશે, ત્યાંસુધી, તારૂં કાંઈ વળે એમ મને લાગતું નથી. કેમ કે, રાજાના આચરણ ઉપર યુગનો આધાર છે. અર્થાત્—રાજા એજ યુગ છે.

**કલિ.**—નળના શા ભાર છે.

**દ્વાપર.**—એમ બોલ નહિ. દમયંતી દેવતાઓને મૂકીને એને વરી તે કાંઈ અમથી વરી નહિ હોય.

**કલિ.**—જો તો ખરો, દમયંતીને વરવામાં નળ ફાવી ગયો તો મારે તેને વિખેરવામાં ફાવી જવું છે. મને એના ઉપર બહુ ખાર આવેછે. મારૂં કાળું મ્હો ધસીને ગોરૂં કરવામાં એક આખો દાહાડો વીતી ગયો, તેથી હું વેળાસર સ્વયંવરમાં હાજર થઈ શકયો નહિ, નહિ તો મને મૂકીને દમયંતી નળને વરત ? કોઈ કાળે નહિ. પણ ચિંતા નહિ.

એક હારથી હારી બેસવું એ બાયલાનું કામ છે. જે ધારણા ધારી તેને પાર ઉતારવી. સાધન ગમે તેવાં ફાવતાં આવતાં કરવાં. જોયું, પણે પુષ્કરને મારી જરા અસર થઈછે, એટલામાં એ કેવો ગંભીર બની ગયોછે?

**દ્વાપર.**—પણ એથી શું વળવાનું છે?

**કલિ.**—હું અદેખો છું તે તો તું જાણુછ. નળ અને દમયંતી સુખમાં દાહાડા કાહાડેછે એ મારાથી દેખી ખમાતું નથી, એટલા માટે આ પુષ્કરને ઉસ્કેરીને નળની સાથે દ્યૂત રમાડવાની મેં પેરવી કરી છે.

**દ્વાપર.**—એ તો ઠીક, પણ નળને ગળે એ વાત કેમ ઉતરશે?

**કલિ.**—અરે, તું જો તો ખરો. પેલા વિદૂષકને અને બીજાં નળનાં માણસોને ભંભેરવાની મેં સારી યુક્તિ કરી છે, તારે એ વિષે કાંઈ ચિંતા કરવી નહિ. ચાલ આપણે પુષ્કર પાસે જઈયે. હું **અદૃશ્ય** રહીશ. અને તેની ભાગ્યદેવી થઈ, ગાઈને તેને ભોળવીશ. તું **વૃદ્ધ બ્રાહ્મણનો** વેશ ધારણ કરીને એને સમજાવા મંડી જજે.

**દ્વાપર.**—ઠીક, તું જા. હું ઠીકઠાક થઈને આવુંછું.—( જાયછે ).

( નીચે પુષ્કર દેવાનંદ નામના બ્રાહ્મણ સાથે વાતો કરેછે, કલિ તેની પાસે અદૃશ્ય રેહેછે ).

**પુષ્કર.**—ભાઈ દેવાનંદ! વાનપ્રસ્થ આશ્રમમાં હવે મને ગોઠતું નથી. જીવ કહિંક અને અહિં રેહેવામાં શું સાર્થક થવાનું છે?

**દેવાનંદ.**—ભાઈ પુષ્કર! મેં તો તને કહ્યુંજ છે તોઃ—

( ભુજંગી ) ન પાકે વિચારે કરે કામ જ્યારે,
ન સારા પરિણામની આશ ત્યારે;
ફરે, ફાવતું આવતું જેમ જાય,
અતોભ્રષ્ટ ને તે તતોભ્રષ્ટ થાય.

**પુષ્કર.**—હા, સંસારથી ભ્રષ્ટ થયો, અને આ આશ્રમથી ભ્રષ્ટ થવા જેવું થાયછે ખરૂં; પણ તે વેળાએ અહિં વસવા આવવાનો આદર થયો.

**દેવાનંદ.**— ( ગીતિ. )

કંઈ કરવાનું સૂઝયું, આદર તેવે સમયે અતિ આવે;
પણ દૃઢ મન નહિ રાખે, તે જન પોતે કદિ નહિ ફાવે.

**પુષ્કર.**—મને હવે રાજસુખ ભોગવવાની ઇચ્છા થાયછે, અને તેને માટે સાધન પણ મળી આવશે એમ કેટલાંક કારણ ઉપરથી જણાયછે.

**દેવાનંદ.**—અહિની આવી નિવૃત્તિ મૂકીને રાજ્યની પ્રવૃત્તિમાં તને શું સુખ મળવાનું છે, આરે આવેલું વાહાણ શું કરવાને ડૂબાવે છે ?

**કલિ.**—( અદૃશ્ય રહીને દેવાનંદની ડોક ઝાલીને ઉથલાવી નાંખેછે ).

**દેવાનંદ.**—તારે ડૂબવું હોય તો ભલે ડૂબ, પણ મને શું કરવાને મારેછે ?

**પુષ્કર.**—( આશ્ચર્ય પામીને ) ભાઇ, મેં તને માર્યો નથી.

**દેવાનંદ.**—રાજસુખમાં કાંદા કાહાડજે. (કલિ તેને મારેછે અને તે નાસેછે.) મારે શું ? કરશે તે ભોગવશે. ( જાયછે. )

**પુષ્કર.**—( એકલો ) આ તો ખરેખરી નવાઇની વાત. મેં દેવાનંદને માર્યો નથી, પણ એ ઉંધે માથે પડયો એ વાત ખરી.

**કલિ.**—( અદૃશ્ય રહીને ગાયછે).

( ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી. )

નીચો, નીચો રેહે ને બીજો આપથી વધી ન જાવા,
અદેખાઇથી ન ખમી, ખોટું તે માંડે સમજાવા;
પ્રથમ અગ્નિનો અંશ ગ્રહી લઈ આપ અંગને જાળે,
સૂકું લાકડું ત્યારપછી તો બીજી વસ્તુ બાળે.

**પુષ્કર.**—આશ્ચર્ય ! હું કોઈને દેખતો નથી અને અવાજ ક્યાંથી આવતો હશે ?

**દ્વાપર વૃદ્ધ બ્રાહ્મણના વેશમાં પ્રવેશ કરેછે.**

આવો મહારાજ, ભલે પધાર્યા.

**દ્વાપર.**—( ઊધરસ ખાતાં ખાતાં ) કલ્યાણમસ્તુ પુષ્કર ?

**પુષ્કર.**—આપ મને ઓળખોછો કે શું ?

**દ્વાપર.**—હું તો તને છેક ન્હાનપણમાંથી ઓળખુંછું. તારા બાપને અને મારે મિત્રાઈ હતી. ( બહુ ઉધરસ ખાયછે.)

**પુષ્કર.**—ત્યારે તમે મને સારી સલાહ આપશો.

**દ્વાપર.**—હા, જો તને રૂચશે તો.

**પુષ્કર.**—આ આશ્રમમાં હું જેને પૂછુંછું તે મને અહિંજ રેહેવાનો અભિપ્રાય આપેછે. નળરાજા મને આગળ અર્ધું રાજ્ય આપતા હતા, પણ આ આશ્રમમાં . રેહેવાની કેટલાંક કારણથી વૃત્તિ થઈ એટલે મેં ના કહી. એમની કૃપા મારા ઉપર.— ( અવાજ સંભળાય છે. )

**કલિ.**—( અદૃશ્ય ) ( ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી ).

ઠગ ઠગવાની વાતો કે' તે ભોળાને મન ભાવે,
મનસાક્ષી પૂરે તે કરતાં મનમાં શંકા લાવે
તેવા ચલિત ચિત્તના જનનું કામ કદાપિ ન થાશે.
મતિ ઠેકાણે જ્યારે આવે ત્યારે તે પસ્તાશે.

**પુષ્કર.**—આશ્ચર્ય, મને સમજણ પડતી નથી કે કોણ ગાયછે, અને મને વારે વારે ઉશ્કેરેછે !

**દ્વાપર.**—મને લાગે છે કે તારી ભાગ્યદેવી તને આ પ્રમાણે સૂચવેછે; એ તને જેમ દોરે તેમ તારે દોરાવું એમાં લાભ છે હો.

**પુષ્કર.**—નળનું રાજ્ય લેવાની ઈચ્છા થાયછે, પણ પાસે કાંઈ સાધન નથી.

**કલિ.**— ( અદૃશ્ય ) ( ગીતિ. )

દ્યૂત રમત રમવાને, વચને બાંધી જા નળની પાસે;
હું ભાગ્યદેવી તારી, તુજને જીતાડવા રહીશ પાસે.

**દ્વાપર.**—સાંભળ્યું ? તારી ભાગ્યદેવી કેહેછે તેમ કર.

**દેવાનંદ, ભૂમાનંદ અને બીજા બ્રાહ્મણ પાસે આવેછે.**

**દેવાનંદ.**—તમે કોઈ મારૂં માનતા નોહોતા તે હવે ખાતરી થઈ ?

**એક બ્રાહ્મણ.**—મેં બે વાર કોઇને હવામાં ગાતું સાંભળ્યું.

**ભૂમાનંદ.**—મેં પણ સાંભળ્યું.

**કલિ.**—( અદૃશ્ય રહિને બધાને મારેછે, તેમની જટા અને દાઢી ખેંચેછે અને બધા પોકાર કરતા નાસવા માંડેછે. )

**પુષ્કર.**—આ બધા બ્રાહ્મણો મને કેહેછે કે, ધર્માત્મા નળરાજાની વિરૂદ્ધ કાંઇ કરવું નહિ; પણ નળના મનમાં મારે વિષે કાંઈ શક આવ્યો છે, ત્યારે હવે હું બેશી રહું તો મારી હાની થાય.

**દ્વાપર.**—તારી ભાગ્યદેવિયે તેમને શિક્ષા કરી તે તેં તારી દૃષ્ટિએ જોઈ, હવે જા તું નળના દરબારમાં; તને સૂચવ્યું છે તેમ તારે નળને ગમે તેમ સમજાવીને પ્રથમ વચને બાંધી લેવો, અને હરાવીને એનું રાજ્ય લઈ લેવું. - તને રાજા થયેલો જોઇને મને આનંદ થશે.

**પુષ્કર.**—પણ મારી પાસે દામાં મૂકવાને કાંઇ નથી.

**દ્વાપર.**—મારી પાસે એક પોઠિયો છે તે હું હવણાં લઈ આવુંછું, તું તૈયાર થા. ( જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, માર્ગ.

### દેવાનંદ અને ભૂમાનંદ.

**દેવાનંદ.**—મને પુષ્કરની કશી વાત તું કહીશ નહિ. આપણને એની સંગતના ખરેખરા છાંટા લાગ્યા.

**ભૂમાનંદ.**—છાંટા લાગીને આપણું શું બગડયું છે ? જરાક માર ખાધો એજ કની ?

**દેવાનંદ.**—પરસત્તાને સ્વાધીન થવા જેવી સ્થિતિ થઇ એ શું જેવી તેવી વાત કેહેવાય ? કોઈ કનિષ્ટ જન અદૃશ્ય રહીને કાંઈ કાવતરાં કરતું હોય એમ મને સમજાયછે.

**ભૂમાનંદ.**—આપણે પેલા ઉમેડાના ઝાડ નીચે બેશીને પુષ્કરની સાથે વાતો કરતા હતા ત્યારથી કાંઈ થવા માંડયું હોય એમ જણાયછે.

**દેવાનંદ.**—પણે પેલો પુષ્કર અને વૃદ્ધબ્રાહ્મણ, પોઠિયો લઈને આવેછે, ચાલ આપણે માર્ગે પડિયે, નહિકર વળી ઝાંડ વળગશે.

**ભૂમાનંદ.**—એને કૂવામાં ઉતારવાની તાલમેલ કરેલી જણાયછે, પણ એ સમજતો નથી, અને કોઈનું માનતો પણ નથી.

**દેવાનંદ.**—એને એની ભાગ્યદેવી જેમ દોરે તેમ દોરાવા કહ્યું છે તેમ એ દોરાયછે. મને તો લાગેછે કે લાલચે એને આંધળો કર્યોછે.

**ભૂમાનંદ.**—તું કેહેછે એ ખરી વાત છે. એને ઝાઝું કહિયે છિયે ત્યારે કેહેછે, કે, " એમાં મારૂં શું જવાનું છે, વાગ્યો તો તીર નહિકર ટપ્પો. "

**દેવાનંદ.**—જવા દે એનું નામ, ને ચાલ આપણે રસ્તે. ( જવા માંડછે).

**પોઠિયા સહિત દ્વાપર તથા પુષ્કર પ્રવેશ કરેછે, તેમની પછવાડે કલિ અદૃશ્ય આવેછે.**

**બધાસાથે.**—( ભેરવીનું ધ્રુપદ )
જેને જેવું સમજાય, સમજવા દઇ તેવું
આંધળાની સાથે ભલે બે'રાને કુટાવિયે. ટેક.

**કલિ.**—( અદૃશ્ય પુષ્કરના ભણી આંગળી કરીને ) માથે ધૂળ ઘાલનાર,

**દ્વાપર.** —( કલિના ભણી આંગળી કરીને ) }
**પુષ્કર.** —( દ્વાપરના ભણી આંગળી કરીને ) } ધૂલેટિયો ઉભો થાય,

**પુષ્કર.**—ત્યારે શાને કાજે માથે,
**બધાસાથે.**—ધૂળ આપ ઘાલિયે. જેને જેવું૦
**દ્વાપર.**—ઝોકાવનારાની પૂઠે,
**કલિ.**—રહી કામ જો સધાય,
**દ્વાપર અને કલિ.**—તો ઝલાવી તેને ઝુંડો,
**પુષ્કર.**—સુખે પૂઠે ચાલિયે.
**બધાસાથે.**—જેને જેવું સમજાય, સમજવા દઈ તેવું૦
**પુષ્કર.**—સે'જમાં સરે જો કામ,
**દ્વાપર.**—હામ બક્ષી સાધવાને
**કલિ.**—જેમ બની આવે તેમ
**પુષ્કર.**—સાધન ચલાવિયે.
**બધાસાથે.**—જેને જેવું સમજાય, સમજવા દઈ તેવું૦

( ગાતા ગાતા જાયછે. )

## પ્રવેશ ૩ જો.

**સ્થળ, બાગમાં નળ રાજાનો દરબાર.**

**પ્રધાન, સેનાપતિ, પ્રતિહાર અને બીજા કારભારિયો.**

**પ્રધાન.**—પ્રતિહાર ! આજે સભામાં કોને કોને આમંત્રણ છે ?

**પ્રતિહાર.**—પ્રધાનજી ! આજે માત્ર આપ્તમંડળનીજ સભા છે, તેથી આપ જે પધારેલા છો, તે વિના બીજા કોઇને આમંત્રણ નથી.

**સેનાપતિ.**—ખરી વાત, આનંદની સભાઓમાં માત્ર આપ્તમંડળનેજ આમંત્રણ થાયછે.

**પ્રધાન.**—હા, હા, મને સાંભર્યું. દમયંતી દેવીના સ્વયંવરની આજે વર્ષગાંઠ છે.

**પ્રતિહાર.** હા, જી. ( ઉધરસ ખાયછે. )

**નળરાજા પોતાના સાથ સહિત પ્રવેશ કરેછે.**

**પ્રતિહારી.**—મહારાજાધિરાજ નળરાયને ઘણીખમા.

( સર્વે દરબારિયો ઉભા થાયછે. રાજા આસન ઉપર બિરાજેછે. પછવાડે ડાબી જમણી બાજુએ મોરછલ ધારણ કરેલી સ્ત્રિયો ઉભી રેહેછે. )

**નળ.**—મારા આજના આનંદના દિવસમાં મારા આપ્તમંડળને આ સભામાં જોઈને મને વધારે આનંદ થાયછે.

( સર્વે દરબારિયો ડોક નમાવી બેસેછે. )

**દમયંતી પ્રવેશ કરેછે. આગળ કંચુકી છે. પાછળ ઈન્દ્રસેન ને ઈન્દ્રસેના છે. તથા બૃહત્સેના પણ પાછળ છે.**

**કંચુકી.**—મહારાણી દમયંતી દેવીને ઘણી ખમા. કુમાર શ્રી ઇન્દ્રસેન અને કુમારી શ્રી ઈન્દ્રસેના ઘણુંજીવો.

( દરબારિયો ઉઠીને નમેછે. અને બધા પોતપોતાને સ્થાનકે બેસેછે. કંચુકી એક બાજુએ ઉભો રેહેછે. બૃહત્સેના પાછળ ઉભી રેહેછે. )

**નળ.** પ્રિયા, તારા સ્વયંવરમંડપમાં જવાની તૈયારી કરવા માંડી ત્યારથી તે, તેં મારી કંઠે વરમાળ આરોપીને મને સુખી કર્યો, ત્યાં સુધીનું યથાર્થ ચિત્ર મારા મનની આંખ આગળ આજે ખડું થયું છે. પ્રિયા, સુખના પ્રારંભનો વિચાર કરવામાં પણ સુખનો પ્રારંભ થવા માંડેછે.

**દમયંતી.**—આર્યપુત્ર, આપે કુંડિનપુરમાં મોડા પધારીને મારા હૃદયમાં જે આતુરતા ઉત્પન્ન કરાવી હતી તે મારા આ કાળજામાં એવી પ્રબળ ચોંટી ગઈ હતી કે તેની છાયા હજી પણ મને સંતાપેછે.

**નળ.**—સુખના ઓઘ વૃદ્ધી પામતા હોય તેવામાં તેને અડચણ કરનાર ન્હાનો સરખો પણ બનાવ બને તે મ્હોટાઈ પામી નામના મેળવેછે.

**દમયંતી.**—હા, પ્રાણપતિ, પાણીના પ્રવાહની વચ્ચે આવનારી ન્હાની સરખી પણ માંહ્છલી આડ પાણીમાં કલેશ ઉત્પન્ન કરેછે, તેમ

નિર્મલ મનના સુખના પ્રવાહમાં આવનારી કોઇ પણ આડ મનમાં ક્લેશ ઉત્પન્ન કરેછે. પ્રાણનાથ, આપના પધારવા પછી તો મારા હર્ષસાગરમાં આનંદની લેહેરો ઉઠવા લાગી હતી.

**નળ.**—પ્રિયા, ત્યાર પછીથી તે આજસુધીની આપણી સુખી અવસ્થાને માટે, પરમ કૃપાળુ ઈશ્વરનો પાડ માનીને, રાજાને પાળવાના નિયમ ઉપર હું પૂર્ણ લક્ષ રાખુંછું.

**વિદૂષક.**—( નેપથ્યમાં ) પછી તમારૂં લક્ષ, પણ હવણાં કરેછે મારૂં ભક્ષ, ધાજો, ધાજો.

**ઈન્દ્રસેન.**—( છળીને ) માતા! એ શું હશે?

**દમયંતી.**—( જરા ગભરાઈને ) આર્ય સુદેવના જેવી બૂમ સંભળાયછે; એને શું થયું હશે વારૂં?

**નળ.**—એ તો અમસ્તો બરાડા પાડતો હશે.

**વિદૂષક.**—( ગભરાતો ગભરાતો પ્રવેશ કરીને ) અરે, પેલો સિંહ પાંજરામાંથી નાશીને મારૂં ભક્ષ કરવા આવેછે, ને અમસ્તો બરાડા પાડતો હઈશ? ( પ્રતિહારને ધક્કો મારીને બારણા આગળ નાંખેછે, અને પ્રતિહારીને પડખે ભરાઇ પેસેછે. ) એનું સત્યાનાશ જાય, પેલો પશુપાલ જ્યારે ને ત્યારે પાંજરાં ઉઘાડાંજ મૂકેછે.

**એકદાસ.**—( પ્રવેશ કરીને ) મહારાજ! એને પાંજરામાં પાછો પૂર્યો છે.

**વિદૂષક.**—( પ્રતિહારી પાસેથી ધનુષ્ય ને બાણ લઈને ) નહિ તો મારા જેવો શૂરવીર એને આ એક બાણે પૂરો કરી નાંખત.

**એકદાસ.**—વાનરને મારવામાંજ શુરાપણું કે?

**વિદૂષક.**—અરે, એ વાનરો હતો કે સિંહ?

**પ્રધાન.**—વિદૂષકજી, વાનરો હતો.

**પ્રતિહાર.**—( ઉઠીને અતિશય ઉધરસ ખાતાં ખાતાં ) હું તો નવે અવતાર આવ્યો. ( ઉધરસ ખાયછે ).

**સેનાપતિ.**—આર્ય સુદેવ! તું તારી જાતનાથી આવડો બધો કેમ ડરી ગયો?

**વિદૂષક.**—છો કે તમે સેનાપતિ? શેના એટલે કેના પતિ? ઠીક પતિ એટલે ધણી. કેમ છો, કેના ધણી?

**પ્રધાન.**—વિદૂષક! જીવ ઉડી ગયો છતાં પણ નવા અર્થ બેસારવાની શક્તિ ઠીક રહી છે તો!

**વિદૂષક.**—હા પર-ધાન, પારકું ધાન.

**પ્રધાન.**—અલ્યા એમ કેમ?

**વિદૂષક.**—એમ કેમ તે એમસ્તો. વિચારી જુવોની. પ્રજા પાસેથી ધાન્યનો જે ષષ્ઠાંશ આવેછે તે વિશેષે કરીને ( ગાયછે )—

તમેજ ઓઇયાં કરી જાઓછો.

માટે પરધાનરૂપ થાઓછો. જી, જી, જી.

**દમયંતી.**—તું ગવૈયો છે, એ તો મેં આજે જાણ્યું.

**વિદૂષક.**—મહાદેવી! મારી બારમી પેહેડીપર એક ગીતદેવ કરીને થઈ ગયા છે, તેમના નામની છાયા મારામાં છવાઈ રહી છે, તેથી મારી રગેરગ ગવાઈ રહી છે, એ મારામાં નવાઇ રહી છે.

**નળ.**—સાબાશ, વિદૂષક સાબાશ, મેં પણ આજજ જાણ્યું કે તું ગવૈયો છે, ચાલ ત્યારે, તારા મધુર ગાયનથી દેવીનું મનરંજન કર જોઇયે વારૂ.

**વિદૂષક.**—( નાક કાન મચેડીને ગાયછે ) આ આ આ, આઁ આઁ આઁ, ખા આ આ ખાઁ આઁ, ખાઁ આઁ આઁ. ( કોઇને ગાતું સાંભળીને ) અહો! મારા સુસ્વરની સાથે રાગની મિલાવટ કોણ કરેછે?

**એક પરી ગાતી ગાતી આકાશમાંથી પ્રવેશ કરેછે.**

( પીલુની ઠુમરી. )

અહો, ધન ધનરે સતી નાર, ધન ધનરે સતી નારરે,
વારી જાઉં હો, ધન ધનરે સતી નાર. ટેક.
નાર સતી છે પતિપ્રાણપ્યારીરે,
સતીપણું સ્ત્રીનો શણગાર. અહો૦ ૧
જેહ સતીનો ગુણ ગ્રહે નારીરે,
થાય સુખી દંપતી અપાર. અહો૦ ૨

અરે! આ તો પાંખોવાળી બાયડી! એ શું મારા મધુર સ્વરથી મોહી ગઈ હશે! રાજાજી, એ જો મારો સ્વયંવર જાણી મને પર-

ણુવાને આવી હોય, તો હું તો એને નહિ પરણું. અરે, હું એ પાંખવાળીને ના પોહોંચું. એ તો મને મારતી જાય ને ઉડતી જાય. મારી બાયડીને પાંખો નથી તેથી અમે લડિયે છિયે ત્યારે બે લાતો એ મને મારે છે તો બે લાતો હું એને મારૂંછું, કોઈ કોઇનાથી હારતાં નથી. આ તો મારીને હવામાં ઉડી જાય ને હું રહું, તો એ ઉપર રહી રહી રાજી થાય માટે ના બાઈ, હું આવો રૂપાળો તો છું પણ તને નહિ પરણું.

**પરી.**—મહારાજ નળ, દેવી દમયંતીના સ્વયંવરની આજે વર્ષગાંઠ છે એમ જાણીને અગ્નિ, વરૂણ અને યમ સહિત ઇન્દ્ર મહારાજ હવણાં અહિ પધારવાના છે.

**નળ.**—એ દેવતાઓની મારા ઉપર પૂર્ણ કૃપા છે તેનું આ પણ એક ચિન્હ છે.

**વિદૂષક**—મહાદેવી, મહારાજ તો ભોળા છે, પણ આપે એવા ઠગારાઓથી ઠગાવું નહિ. આપના સ્વયંવરમાં એ શું કરવાને આવ્યા હતા તે આપ જાણોછોકની ?

**નળ.**—વયસ્ય, તું નિશ્ચિંત રેહે.

**વિદૂષક.**—તેમાંજ આપ દેવીને સમજાવા ગયા હતા, કે, નળને મૂકીને દેવને વરો. આપના પરાક્રમની વાતો હું શી કહું !

**દમયંતી.**—એથી તો મહારાજને મારા પ્રેમની પરીક્ષા કરવાનું બની આવ્યું હતું, પણ એમના પ્રેમની કસોટીમાં હું પૂરેપૂરી ઉતરી છું ત્યારે એમણે મને ગ્રહણ કરી છે.

**ઈન્દ્ર, વરૂણ, અગ્નિ અને યમ, પોતપોતના વાહન ઉપર બેશીને પ્રવેશ કરેછે.**

(બધી સભા ઉભી થાયછે. સર્વે તેમને નમેછે.)

**ઈન્દ્ર.**—તમારૂં સર્વેનું કલ્યાણ થાઓ.

**નળ.**—દેવતાઓ, તમે આ પ્રસંગે પધારીને મારા ઉપર ઘણી કૃપા કરી.

**ઈન્દ્ર.**—નળ, ધર્માત્માને ત્યાં જવું એમાં કૃપા કરી કેહેવાય નહિ; આજે આ પતિવ્રતા દેવી, દમયંતીના સ્વયંવરની વર્ષગાંઠનો ઉત્સવ જાણીને તેમાં ભાગ લેવાને અમે આવ્યા છિયે.

**દમયંતી.**—માહાનદેવ, અમારા ઉપર આપનો મ્હોટો આભાર થયો.

**ઈન્દ્ર.**—સદ્‌ગુણિયોને સુખી દેખીને અમારો આત્મા ઠરેછે. આ કુમારી કુમારના સમાચાર જાણીને અમને અતિશય આનંદ થયો હતો. નળ, દિનપર દિન તને સુખી થતો જોઈને અમને બહુ હર્ષ થાયછે.

**નળ.**—મહાત્મા હોયછે તે પારકાંને પણ સુખી થતાં જોઈને સંતોષ પામેછે.

**ઈન્દ્ર.**—ધર્મે ચાલનારની પ્રજા પણ ધાર્મિક થાયછે. રાજા, તારી પ્રજા સુખી છે, તેનું કારણ એજ કે, તારા રાજ્યમાં તું અધર્મનો પ્રવેશ થવા દેતો નથી. અમારા સરખા દેવતાઓનો ત્યાગ કરીને સર્વે રાજાઓમાં ગુણ, શીલ અને રૂપે યોગ્ય એવો તને જાણી, તારામાં અનુરક્ત થઈ રહેલી આ તારી ધર્મદેવી દમયંતીનાં વખાણ ત્રણે લોકમાં થાયછે, અને તેના સદાચરણને પગલે ચાલીને ઘણી સ્ત્રિયો પોતાના ધણિયોને સુખી કરેછે, એવી પ્રતાપવતી દમયંતીનો મહિમા જગતમાં વાધશે, અને હવે પછી થનારી સ્ત્રિયો પણ, એના દાખલા ઉપર નજર રાખીને, પોતાના અવગુણનો પસ્તાવો કરીને સીધી થશે.

**દમયંતી.**—હું તુચ્છ પ્રાણી છું, આટલાં બધાં વખાણને યોગ્ય નથી, પણ યોગ્ય થવાને સદા તત્પર રહીશ, અને તેથી થતા લાભને માટે હું આપનો નિરંતર આભાર માનીશ.

**વિદૂષક.**—( પ્રતિહારની પછવાડે સંતાઈ રહ્યોહતો તે ) યમદેવ મહારાજ, મારા સામું તમે શું જોઈ રહ્યા છો ? હું છળી મરૂંછું. કૃપા કરીને મને બીવરાવો નહિ, મેં પાપ કર્યાં નથી.

**યમ.**—તું જૂઠું બોલેછે. ધાર્મિક હોયછે તે મને ધર્મને રૂપે દેખેછે, અને પાપી હોયછે, તે યમને રૂપે દેખીને ડરેછે, માટે તું પાપી છે; મારી પાસે આવ, પછી તારી વાત.

**વિદૂષક.**—ઓ મહારાજ, ઓ મ્હોટા દેવ, હું તમને પગે લાગીને ખરેખરૂં કહુંછું, અરે સાચેસાચું કહુંછું, બોલેબોલ સાચું બોલુંછું કે, મેં કદિ પાપ કર્યું નથી. મારી બાયડીને કોઈ કોઈ વાર મારાથી માર મારી જવાયછે એને તમે પાપ ગણતા હો તો તેટલું ક્ષમા કરો.

**યમ.**—એ કાંઈ જેવું તેવું પાપ છે ? એ ક્ષમા થાય નહિ.

**વિદૂષક.**—ઇન્દ્ર મહારાજે તો હવણાં કહ્યું કે ધર્મદેવી દમયંતીને

દાખલો જોઇને વાંકી સ્ત્રિયો સીધી થશે. પણ હું તો એને નિત્ય કહુંછું. કે "દેવી દમયંતી પોતાના રાજાધણીને સુખ આપેછે તેવું તું મને આપ," પણ તે કર્કશા કેહેછે, કે "મારા રડ્યા, તું કાંઈ રાજા છું, ને હું કાંઈ રાણી છું કે એવા સુખની આશા રાખછ." ત્યારે કોહો મહારાજ, રાજારાણીને માટે આ જગતમાં સુખ સૃજ્યું છે અને મારા જેવા ગરીબ બ્રાહ્મણ અને મારી સ્ત્રીના જેવી ગરીબ, અરે ભૂલ્યો, ભૂંડી સ્ત્રીને માટે સુખ સૃજ્યુંજ નથી.

**યમ.**—ભૂડી સ્ત્રીને માટે સુખ સૃજ્યું નથી, પણ રૂડી સ્ત્રીને માટે સૃજ્યું છે એ વાત તો તારી ખરી.

**વિદૂષક.**—ત્યારે જુવો મહારાજ, તમે મારી સ્ત્રીને ભૂડી જાણી તો હવે તેવીને માર મારવાનું પાપ કરૂં તેમાં મને પાપી ગણશો નહિ.

**નળ.**—આર્ય સુદેવ, તું ડરીશ નહિ, તને હવણાં ને હવણાં નહિ લઈ જાય.

**વિદૂષક.**—વયસ્ય, આપ જાણોછો ? મ્હોટા જે તકાસે અથવા તેમની આંખ્ જેના ઉપર પડે તે લઈ લેવાને વાર કરે નહિ, માટે મ્હોટાની આંખો આકાશમાં ઉંચી ને ઉંચી રેહેછે એ બહુ સારૂં છે.

**ઈન્દ્ર.**—અહો ઋષિ !

**વિદૂષક.**—મહારાજ, ઇન્દ્ર, મને ઋશી કેહેશો નહિ, હું તો પારશી થઇ ગયો છું.

**અગ્નિ.**—એમ કે ?

**યમ.**—આખા અથવા પૂરેપૂરા ઋષિના કરતાં પાઋષિ થવામાં તું વધારે સારૂં સમજેછે ?

**વિદૂષક.**—હા મહારાજ, મ્હોટા દેવ, તમે મને નજરમાં તો ઘાલ્યો નથી કે ?

**યમ.**—ના, નથી ઘાલ્યો, ડરીશ નહિ ખપ પડશે તો—

**વિદૂષક.**—ઓ સૌથી મ્હોટા દેવ, હું કશા ખપમાં આવું એવો નથી. આ પ્રતિહાર બુઢો થયો છે તે બહુ ખપમાં આવશે, મને તો કાલે સવારે મૂછ ઉગી છે, હું તો ન્હાનો બાળક છું, માટે એને સંગાથે લઈ જજો, મારી સ્ત્રી મારાવિના રડી મરે.

**યમ.**—ત્યારે તારી સ્ત્રીની ખાતર તને જતો મૂકીશું, પણ કેહે, તું પારશી થવાને કેમ રાજી છું ?

**વિદૂષક.**—અરે મહારાજ, જનોઈ દેવાની વેળામાં હું પારશી બની ગયો છું, ઋષિ રહ્યો હોત તો મારા ભોગ મળત.

**ઇન્દ્ર.**—એમ કેમ ?

**વિદૂષક.**—ઋષિ થવામાં શું સુખ છે ? વગડામાં રેહેવું પડે, ઘડિયે ઘડિયે ન્હાવું પડે, સેહેજસાજ ખાવું પડે, અને ધ્યાન ધરીને બેસવું પડે, એ મને કેમ પરવડે ? રશીની સાથે પા વધારવાથી કેટલું બધું વધી શકેછે ? નજરમાં આવે એટલું વધારિયે તો કોઈ પૂછનારજ મળે નહિ. આહા, પારશી થવામાં કેટલું બધું સુખ ! વસ્તીમાં વસવું, નજરમાં આવે ત્યાં ખસવું, ફાવે ત્યારે ન્હાવું, જે ભાવે તે ખાવું, પીવું, ને વળી પાવું, મેહેનત કરી કમાવું.

**અગ્નિ.**—ઠીક, ઠીક, ઋષિની સાથે પારશી હોય તો બ્યવહાર ઠીક ચાલે, ઉદ્યોગી માણસોની પણ જગતમાં જરૂર છે માટે હું તને આશિ-ર્વાદ દઉંછું કે તારા વંશની વૃદ્ધિ થજો. અને તારા જેવા પારશિયો સદા સુખી થજો. પણ જો જો, મારી ઉપાસના કરવાનું ભૂલશો નહિ.

**વિદૂષક.**—અગ્નિદેવ, આપના વિના ક્યાં ચાલે એમ છે. ઘડિયે ને પળે આપનો ખપ પડવાનો. આપના ઉપર ચડાવ્યા વિના કાંઇ એમનું એમ ખવાયું ? તમારા આશ્રય વિના તો એક ડગલું ભરાય નહિ.

**વરૂણ.**—ત્યારે મારો ઉપાસક પણ થજે, હું તારૂં કલ્યાણ કરીશ.

**વિદૂષક.**—વરૂણ દેવ, હું આજથી નિયમ લઉંછું કે દરિયો, નદી, કૂવો અથવા તલાવ અને તે નહિ તો છેવટે ઘરની ગોળીના જળનાં દર્શણ કસ્યા વિના મારે ખાવું નહિ.

**નળ.**—મહારાજ ઇન્દ્ર, આપને એક પ્રશ્ન પૂછવાનો છે તે એ કે ધ્યાન, યજ્ઞ, તપ અને દાન પરિપૂર્ણ રીતે પ્રવર્ત્તવાથી ધર્મનો જે પરિણામ થાય તે જોવામાં આવતો નથી તેનું કારણ શું ? ખામી પૂરવાને કરેલા બધા પ્રયત્ન પેશ જતા નથી.

**ઇન્દ્ર.**—ધ્યાન, યજ્ઞ, તપ અને દાન એ પ્રત્યેકમાં ચતુર્થાંશ અધર્મ પેઠો છે તેનો નાશ કરવાને પ્રયત્ન ચાલતો રાખવો એજ માત્ર ઉપાય છે.

**વિદૂષક.**—ધાર્મિક હોય તે ધર્મ ચલાવી શકેછે, તેમાં અધર્મી જો રાજ્ય મેળવવાની ઇચ્છા કરતા હોય તો શું કરવું ?

**ઈન્દ્ર.**—તેવાનો ગમે તે પ્રકારે કરીને નાશ કરવો એ રાજનીતિ છે.

**વિદૂષક.**—મહારાજ, સરત રાખજો ઇન્દ્રદેવના વચન ઉપર. કદાપિ તે રાજાનો સગો થતો હોય તો શું કરવું ?

**ઈન્દ્ર.**—ધર્મના માર્ગમાં આડે આવનાર સગો હોય કે ગમે તે હોય તેની દરકાર કરવી નહિ. રાજા નળ, તને કેહેવું પડે એમ છે નહિ, વેળા જોઇને વર્ત્તે એવો તું છે.

**પરી.**—(ગાયછે) ( પીલુ રાગનો દાદરો. )

ચાલિયેજી ઈન્દ્રરાજા, ઇન્દ્રાણીની પાસ,
એ તો વિયોગે નિરાશ. ચાલિયેજી૦
તારાવિના રાજા, ઘડિયે ન ચાલે,
તું તો છે જી એની આંખોનો પ્રકાશ. ચાલિયેજી૦

**ઈન્દ્ર.**—તમને બધાંને મારા આશીર્વાદ છે, હું હવે આ દેવતા-સહિત સ્વર્ગમાં ગમન કરીશ. ( જાયછે. સભા વિસર્જન થાયછે. )

**વિદૂષક.**—( ચાલતાં ચાલતાં ) મહાદેવી, હું બહુ ભૂખ્યો છું માટે પેલી બૃહત્સેના સાથે થોડા લાડુ મોકલજો.

**દમયંતી.**—આર્ય! વિના માગ્યે નિત્ય મોકલું છું તેમ મોકલીશ.
( જાયછે ).

**વિદૂષક અને નળ વાતો કરતા નજર બાગમાં ફરેછે.**
**કલિ ઉમેડાના ઝાડ ઉપર સાંભળેછે.**

**વિદૂષક.**—વયસ્ય, ત્યારે તમારી નજરમાં એમજ આવ્યું ? હું આવો શુદ્ધ બ્રાહ્મણ, સ્વપ્નમાં પણ જૂઠું બોલેલો નહિ, તે જૂઠો ?

**નળ.**—વયસ્ય, હું તને જૂઠો ક્યારે કહુંછું ? હું તો એમ કહુંછું, કે પુષ્કર એવો વિચાર કરે નહિ.

**વિદૂષક.**—એમ કે ? એની માએ ડાહાપણના લાડુ ખાઇને એને જણેલો એટલે એ ખોટા વિચાર શાના કરે ! રાજા ! તમે છેક—
( મ્હોમાં રસ આવછે ).

**નળ.**—ભાઈ, અર્ધું બોલીને મ્હો હલાવવા કેમ મંડી ગયો ?

**વિદૂષક.**—ડાહાપણના લાડું સંભારતાં સાકરના લાડું સાંભરી આવ્યા, એટલે મ્હોમાં પાણી ઉભરાઈ આવ્યું. અરે, મારા મ્હોમાં સાગર ઉલટ્યો છે. બૃહત્સેના હવે ઉતાવળી આવે તો બહુ સારૂ થાય. દેવી દમયંતિયે તો, હું માગું એટલા લાડું ને પેંડા જે જે વેળાએ જોઈયે તે તે વેળાએ પોહોંચાડવાની એને આજ્ઞા કરીછે, પણ એ દાસીપુત્રીને મારા ઉપર શુંએ વૈર છે, કે પપળાવી પપળાવીને એકેકો પેંડો આપેછે.

**નળ.**—દેવીની તારા ઉપર પૂર્ણ કૃપા છે, તેથી પોતાની દાસીને તે હવણાંજ મોકલશે. તું તારી વાત આગળ ચલાવ્.

**વિદૂષક.**—મ્હોમાં પાણીનો ઝરો છૂટ્યો છે તેનાં છિદ્રો, પેંડા અને મગજના લાડુંનો ડાટો દીધા વિના બંધ પડશે નહિ. જ્યાં લગી ઝરો ચાલ્યાં કરશે ત્યાંલગી આપણાથી વાત પણ થવાની નથી.

**નળ.**—ત્યારે આટલી લાડુંની નકામી વાતો કેમ થઈ?

**વિદૂષક.**—લાડુંની વાતો તમારે મન નકામી, પણ મારે મન તો કામની છે. બધા પ્રકારની સંપત્તિએ કરીને તમારૂં મન તૃપ્ત રેહેછે; પણ અમને તો મિષ્ટાન્ન મળે ત્યારેજ તૃપ્તિ થાય. જુવોની, પેટમાં કેટલા બધા ખાડા પડી ગયાછે? ( પેટ બતાવેછે )

**નળ.**—જમતી વેળાએ પચાસ પૂરિયો ને પાંચ શેર દૂધપાક ચટ્ટાં કરી ગયો હતો, ને હવણાં ભલી ભૂખ લાગી તો.

**વિદૂષક.**—પેલે અવતાર કોઈને ખવરાવ્યું હોય ત્યારે આ અવતાર ખવાયકની? બે પૂરીને અધોળ દૂધપાકમાં તો કાલે આપ તડફડતા હતા. મારા મનમાં કેટલાક દાહાડાથી વિચાર આવ્યાં કરેછે.

**નળ.**—શો?

**વિદૂષક.**—મને લાગેછે કે, ઇશ્વિર પૂરો વિવેકી નથી.

**નળ.**—એમ કેમ?

**વિદૂષક.**—આપના દરબારમાં રહ્યો ત્યારથી પેટ ભરીને અમે બધાં જમિયે છિયે, નહિ તો બબે ત્રણ ત્રણ દિવસના કડાકા કરવા પડતા. જાણો છો? જ્યાં પાના ત્યાં ધાના નહિ, ને જ્યાં ધાના ત્યાં પાના નહિ.

**નળ.**—એટલે?

**વિદુષક.**—એટલે એમ કે, મારે ઝાઝાં છોકરાં છે; ગરીબોને ખા-

વાનાં સાંસાં ને છોકરાંની ઉત્પત્તિ વધારે; આપના જેવાં શક્તિવાળાંને ખાવાનું જોઇયે તે કરતાં સંપત વધારે, ને છોકરાં ઓછાં, એ અવળો ન્યાય કેહેવાય કે નહિ? મારે કેટલું ખાવાનું જોઇયે છિયે તે તો આપ જાણોછો. મારી વહૂ મારાથી દોહોડું ખાયછે.

**નળ.**—ગજબની વાત.

**વિદૂષક.**—તમારે બધાંને થઈને છેક થોડામાં પતે એટલે એમ લાગે. અમારે તો દાહાડો ઉગ્યો કે પોણોમણ હોય તો પૂરૂં થાય, એટલા માટેજ ઈશ્વરને હું અવિવેકી કહુંછું. તમને એક શેર આપવું જોઈયે, ને મને પોણોમણ આપવું જોઇયે.

**બૃહત્સેના પ્રવેશ કરેછે.**

આગળ દરબારમાંથી દશશેર દૂધ આવતું હતું તે અમને બધાંને પોહોંચતું નહિ.

**બૃહત્સેના.**—અલ્યા ભૂખાળવા બ્રાહ્મણ, અધમણ દૂધ તને પોહોંચેછે ને જૂઠું બોલછ કે?

**વિદૂષક.**—તું ભલે આવી (તેની પાસેથી લાડુંનો ડબો લઈને ખાતાં ખાતાં) મેં દેવીને કહ્યું હતું, કે આચમન જેટલું પણ દૂધ અમારે ભાગે આવતું નથી, ત્યારે એમણે વધારે મોકલવાની આજ્ઞા કરી છે. મહાદેવીની તો મારા ઉપર ઘણી કૃપા છે. દાસી, મહાદેવીને મારા આશીર્વાદ કેહેજે. (લાડું લુગડામાં લઈને ડબો દાસીને આપેછે).

**બૃહત્સેના.**—(સ્વગત) પેલો લાડું ખાશે ત્યારે ખબર પડશે. મુવો જ્યારે ત્યારે મને સતાવેછે તે હવે જાણશે. (જાયછે).

**નળ.**—ડાટો દેવાયો હોય તો હવે પેલી વાત આગળ ચલાવ.

**વિદૂષક.**—રોહો, થાયછે, આટલો લાડું ખાઈ લેવા દ્યો.

**નળ.** વારૂ ભાઈ; સુખે ખા.

**વિદૂષક.** હું એમ કેહેતો હતો, કે તમે છેક ભોળા છો. બધાંનો વિશ્વાસ કરિયે પણ પિત્રાઇનો કરિયે નહિ. (બીજો લાડું ભાગીને એક કડકો મ્હોમાં નાંખતાં) ઓ તારૂં સત્યાનાશ જાયરે દાસી! એને ને મારે શુંએ વૈર છે, કે જ્યારે ત્યારે મને પજવેછે. ગઈ કાલે એક લાડુંમાં મીઠું નાંખ્યું હતું, અને આ લાડું તો બધોય રાઈનો છે. પણ નહિ

નહિ, મારે એને ગાળો દેવી ના જોઇયે; એણે મને ઠીક સૂઝાડયું. મને લાગેછે કે એના જાણવામાં પુષ્કરની વાત આવી હશે.

**નળ.**—પુષ્કરની શી વાત ?

**વિદૂષક.**—રાઈના લાડુનો એક કડકો મારા મ્હોમાં નાખ્યો એટલામાં પગથી તે માથા સુધી ઝાટકો લાગ્યો, તો **પીત–રાઇ**, સમજ્યા ? આપણા શરીરમાં પીત થાયછે કની, તેમાં રાઈ પડે, તો આગના કેટલા ભભુકા નીકળે ? પીતરાઈ તો સદા બળતોજ રેહે. પુષ્કરનો વિચાર, ગમે તેમ કરીને પણ, તમારૂં રાજ્ય લઈ લેવાનો છે; માટે તમારે ચેતતાં રેહેવું.

**નળ.**—એમ હોય નહિ. રાજદરબારનો દબદબો છોડીને તે વાનપ્રસ્થ આશ્રમમાં નિવાસ કરેછે, તેથી તેનું મન શાન્ત પડી ગયેલું છે. તને ખબર છે ? નિર્મળ પ્રવાહની નિરંતર શીતળતાએ કરીને ગમે તેવા તામસીને શાન્તિ વળે, તો એ મૂળથીજ શાન્ત છે; વળી મારા ઉપર અતિશય પ્રેમભાવ રાખતો આવેલો છે, અને હજી પણ તેવોજ રાખેછે, તેના ઉપર ખોટો વેંહેમ આણવાનું તારે મને કેહેવું નહિ.

**વિદૂષક.**—ભલાં હોયછે તે બધાંને ભલાંજ દેખેછે. અફીણનું ફૂલ ઉપરથી લાલચોળ હોયછે, પણ ભીતરમાં ઝેર હોયછે; તેમ, કેટલાંક બગધ્યાની ઉપરથી ધોયલા મૂળા જેવાં દેખાય પણ અંદરથી ઘણાં પાપી હોયછે; માટે રાજાજી; તમારે મારી વાત ઉપર લક્ષ આપવું. તમારામાં મારા કરતાં બુદ્ધિ વધારે હોય તો ભલે; પણ મારો અનુભવ પાકો છે; અનુભવથી જે ડાહાપણ આવેછે તે પાકું હોયછે; ઠોકરો ખાઇને મેળવેલો અનુભવ ધિઃકારી કાહાડવા જેવો હોતો નથી.

**નળ.**—પુષ્કર રાજ્યની ઇચ્છા કરશે ત્યારે એનાથી શું વધારે છે ?

**વિદૂષક.**—રાજ્યસાથે વળી એની ઇચ્છા જૂદી છે. મારી જીભ ઉપડતી નથી.

**કલિ.**—( જે ઉમેડાના ઝાડ ઉપર અદશ્ય રહેલો છે તે સ્વગત ) આ બ્રાહ્મણ રાજાના મનમાં શંકા ઉત્પન્ન કરીને જરા ક્લેશ ઉપજાવે તો પછી મારૂં બળ એના ઉપર ચાલવાને વાર લાગવાની નથી.

**નળ.**—ત્યારે શું રાજ્ય ઉપરાંત બીજા કશાની તે આશા રાખેછે?

**વિદૂષક.**—એના અભિલાષ જૂદા છે. પવિત્ર દમયંતી—

**નળ.**—દેવી ઉપર એની નજર ગઈ છે?

**કલિ.**—(સ્વગત) રંગ છે બ્રાહ્મણ, હવે ફાવશે.

**વિદૂષક.**—એક બ્રાહ્મણ મને કાલે સાંજે રસ્તામાં મળ્યો તેણે જે કહ્યું તે બધું કહું તો હવણાં ને હવણાં તમે એને બાંધી મંગાવો.

**નળ.**—બ્રાહ્મણે શું કહ્યું?

**વિદૂષક.**—પુષ્કર લાગ તકાસે છે કે દમયંતી—

**નળ.**—દેવીનું હરણ કરવું?

**કલિ.**—(સ્વગત) જરાક વધારે ને પછી જોઇ લ્યો.

**વિદૂષક.**—તેણે મને એક પત્રિકા બતાવી.

**નળ.**—ક્યાં છે તે?

**વિદૂષક.**—મેં તેને પાછી આપવાનું વચન આપ્યું ત્યારેજ વંચાવી. મેં કાળા અક્ષરને કૂટી મારેલા નહિ તેથી બરાબર ઉકલ્યું નહિ.

**નળ.**—પણ તેમાં શો ભાવાર્થ હતો તે તેં જાણ્યો કે નહિ?

**વિદૂષક.**—દેવીને ભોળવીને આણવી, એમ અર્થ હતો. તેણે અંતઃપુરના કોઈ જન ઉપર સૂચવેલું હતું. હું ધભરાતો તેની પાસેથી આપની પાસે આવવા નીકળ્યો, પણ આપ ધર્માસન ઉપર બિરાજેલા હતા તેથી પાછો ફર્યો, એટલામાં તો ચેતેલો બ્રાહ્મણ જતો રહેલો જણાયો.

**નળ.**—(ક્લેશમાં) ત્યારે એણે પાપદૃષ્ટિ કરી? કાંઈ ચિંતા નહિ; ખરી વાત, બીજે ત્રીજે દિવસે વનફળ આપીને કોઈ બ્રાહ્મણ સાથે દેવી, કુમાર, અને કુમારીના સમાચાર પૂછાવેછે એમ દેવી કેહેતાં હતાં. ઠીક છે, એણે એમ આદર્યું તો પછી એનો પરિણામ એ સત્વર જોશે.

**કલિ.**—(સ્વગત) એનામાં ક્લેશ ઉપજ્યો એટલે એ મારી સત્તાને સ્વાધીન થયો. કોના ઉપર કેવે પ્રસંગે મારી સત્તા ચાલે છે તે હુંજ સમજું છું. હવે મારી ઇચ્છામાં આવશે તેમ એને ભૂલાવો ખવરાવીને ખાડામાં ઉતારીશ.

પ્રતિહાર પ્રવેશ કરેછે.

**પ્રતિહાર**.—મહારાજ, પુષ્કર કુમાર પધાર્યા છે તે આપને એકાન્તમાં મળવા ઇચ્છેછે.

**નળ**.—બોલાવી લાવ્ એને પેલા અંદરના ખંડમાં. (પ્રતિહાર જાયછે.) ગમે તેમ કરીને એ નિષધ દેશની સીમા છોડીને જાય એમ કરૂં.

**વિદૂષક**.—મહારાજ, મેં કહ્યુંછે તે લક્ષમાં રાખજો. છેતરાશો નહિ.

**નળ**.—(જતાં જતાં) હાં, કાંઈ ધારણા કરીને આવેલો જણાયછે.

## પ્રવેશ ૪ થો.

સ્થલ, દરબારનો અંદરનો ખંડ.

માંહ નળ અને પુષ્કર દ્યૂત રમેછે.

**પ્રધાન**.—(પ્રવેશ કરીને) હવણાં પુષ્કરને મેં દરબારમાં જતો જોયો; તે ઘણો વિલક્ષણ દેખાયો. (ગીતિ.)

ભ્રમિત થયેલો ભ્રમણા હાથ હલાવી લવી કરે જેમ,
કુટિલ વિચારો કરતો ઘાટ ઘડંતો દિસ્યો મુને તેમ;
ઘાટ ઘડાય હૃદયમાં, મુખમુદ્રા ને નયનજ બતલાવે,
હાવ અને ભાવની એ વાહક માટે કળ્યાવિષે આવે.

નક્કી એ છળભેદ કરવાને આવેલો જણાયછે, માટે મારે રાજાજીની પાસે હાજર રેહેવું જોઇયે, પણ હું અંદર જાઉં શી રીતે? બારણાં તો બંધ છે.

**નેપથ્યમાં**.—મહારાજ, હવે હું આપને નહિ રમવા દેઉં; ભંડાર હારી બેઠા તો એટલેથીજ પત્યું.

**પ્રધાન**.—અરે! રાજાજિયે એની સાથે દ્યૂત રમવા માંડયું કે શું! (બારણાં ઠોકેછે.)

**નેપથ્યમાં**.—ઉઘાડું છું (એમ કહી વિદૂષક બારણાં ઉઘાડવા જાયછે, પુષ્કર તેના હાથ ઝાલી રાખેછે.) નહિ, પુષ્કર, તું મને ઝાલી રાખ્ નહિ. (બાઝમ બાઝા થાયછે તેવામાં.)

નગરના સંભાવિત લોકોનું ટોળું પ્રવેશ કરેછે.

**પ્રધાન.**—મહારાજ, બારણાં ઉઘાડવા દ્યો, પ્રજામાંના લોકો આપને વિનતિ કરવા આવ્યાછે.

**વિદૂષક.**—( બારણાં ઉઘાડી નાંખીને ગભરાતો ) પ્રધાનજી ! આપ મહારાજને સમજાવો, હું ક્યારનુંય માથું ફોડુંછું પણ મારૂં કાંઈ માનતા નથી. આખો રાજભંડાર અને આ મેહેલ હારી ચૂક્યા.

**પ્રધાન.**—હેં, એમ થયું ?

**વિદૂષક.**—હા, હા, એમ થયું.તમે આ બારણા વચ્ચે ઉભા રહીને મહારાજને સમજાવો. હું દેવી પાસે જઇને તેમને અહિ તેડી લાવુંછું.

( જાયછે. )

**નાગરિકો**—મહારાજ, અમે આપની ગરીબ પ્રજા, કરગરીને આપની પ્રાર્થના કરિયે છિયે, કે, હવે આપ દ્યૂત રમો નહિ.

**પ્રધાન.**—મહારાજ, આપ કોઈ દિવસ અવિચાર્યું કામ કરો એવા છો નહિ, તેમ છતાં આવું ધિઃકારવા યોગ્ય કામ લઈ બેઠા છો, એ શું કેહેવાય ?

**પુષ્કર.**—તમારા કરતાં મહારાજ વધારે સમજેછે; અયોગ્ય વચન બોલતા બંધ રોહો; હવે તમારી શીખામણ એમને નથી જોઈતી.

**પ્રધાન.**—મહારાજ, આપ કેમ ઉત્તર આપતા નથી ? પાસા સામું શું જોઈ રહ્યા છો ! આજથી ચોથા દિવસ ઉપરજ આપે એક દ્યૂત રમનારને શિક્ષા કરીછે, તે સમયનું આપનું જે બોલવું થયું હતું, તે લક્ષમાં આણો.

**પુષ્કર.**—ઘણું થયું પ્રધાનજી, તમે બારણાની બાહાર જાઓ। એટલે હું બારણાં બંધ કરૂં. તમારૂં ડાહાપણ તમારી પાસેજ રેહેવા દ્યો.

( તેને ખશેડીને બારણાં બંધ કરેછે. )

**નાગરિકો.**—મહારાજ ! આપના સુખ દુઃખ અને સારા નરસા સાથે અમારૂં સુખ દુઃખ અને સારૂં નરસું ગુંથાયલું છે, માટે અમારૂં રૂડા ભાવનું વચન આપના હ્રદયમાં ઉતારીને આપ રમત છોડીને ઉભા થાઓ.

**પ્રધાન.**—મહારાજ ! આપની માયાળુ પ્રજાની વિનતિ ઉપર કેમ લક્ષ આપતા નથી ? આપ ક્યાં નથી જાણતા કેઃ—

( ગીતિ. ) સુ ભાવનું હેતુનું, વચન ન રૂચે હૃદયવિષે જ્યારે;
નિશાની શાણા સમજે, વિપરીત બુદ્ધિ થયાતણી ત્યારે.

**વિદૂષક.**—( પ્રવેશ કરતાં સાંભળીને ) ( ગીતિ. )
હોય વિવેકી પૂરો, એમ છતાં વિપરીત બુદ્ધિ થાય.
શાણા કો' જન બોલો, તે જન રાજા છતાં શું કે'વાય ?

**દમયંતી.**—( પ્રવેશ કરતાં કરતાં ઉપજાતિ છંદ )
ભૂલે વિવેકી જન કો' વિવેક, ચઢે કુમાર્ગે તજીને સુટેક;
જુવે શુણે ના, ગઇ સર્વ શુદ્ધિ, વિનાશ કાળે, વિપરીત બુદ્ધિ.

**પુષ્કર.**—( અંદર ) સાંભળો, હવે દેવીનો વારો આવ્યો.

**નળ.**—( અંદર ) એવું અયોગ્ય વચન હું નહિ સાંખું.

**કલિ.**—( નેપથ્યમાં બૂમ પાડેછે. ) " મારી કાઢો એ લોકોને. " ( કલિ બાહાર નીકળી આવી અદૃશ્ય રહી બધાને મારેછે તેવામાં દ્વાપરનો પોઠિયો બાહાર નીકળી આવીને લોકોને માથાં મારેછે અને પછી જતા રેહેછે. )

**દમયંતી.**—( રડતાં રડતાં ) મહારાજ, પ્રાણનાથ, આપ મારી વિનતિ કેમ સાંભળતા નથી ? કૃપા કરીને દ્યૂત રમવું રેહેવા ઘો.

**નેપથ્યમાં.**—હું કોઇનું સાંભળવાનો નથી. તમે જાઓ તમારે ઠેકાણે.

**વિદૂષક.**— ( સર્વેની સાથે જતાં જતાં ) ( અડિલ છંદ. )
દ્યૂત રમત થઈ ભૂતજ દમે, ભૂખ્યો પણ ભોજન નવ જમે;
તેને બોલ્યું ન કોનું ગમે, હાર્યો જુગારી બમણું રમે.

( લોકો જાયછે, પ્રધાન અંદર થઇને જવાનો પ્રયત્ન કરવા જાયછે. )

**દમયંતી.**—આર્ય સુદેવ, સમય સંકડામણનો આવ્યો છે. મહારાજ તો મારૂં સાંભળતા નથી, ત્યારે મારે હવે ચેતવું જોઈયે. તમે જઈને વાર્ષ્ણેય સારથીને રથ જોડાવી બોલાવી લાવો, એટલામાં હું બૃહત્સેનાને કહુંછું, કે ઇન્દ્રસેન અને ઇન્દ્રસેનાને તે તૈયાર કરે, નહિ તો હું તેમને ખોઈ બેશીશ.

વિદૂષક.—ખરી વાત છે મહાદેવી. ( દુહો )

શાણાં સમજી સમયને, વર્ત્તે કરી વિચાર;
દુસ્તર દરિયો હોય પણ, અન્તે ઉતરે પાર.

( જાયછે. )

## प्रवेश ५ मो.

### સ્થલ, અંતઃપુર.

### દમયંતી અને બૃહત્સેના.

### ઈન્દ્રસેના, ઈન્દ્રસેન રમેછે.

**દમયંતી.**—બૃહત્સેના ! શું ત્યારે એમજ થયું ?

**બૃહત્સેના.**—હા જી, આર્યસુદેવ મને હવણાંજ કહી ગયો કે, મહારાજ પોતાનું રાજ્ય હારી ગયા.

**દમયંતી.**—અહો પરમેશ્વર, ( ઇન્દ્રસેના ચમકી માતાપાસે આવેછે ) તું અમારા ઉપર દયા કર, અને તું અંતર્જામી છે, માટે મહારાજના હૃદયમાં વાસ કરીને તેમનું મન જેથી ભમી ગયું હોય તેથી નિવારીને હતું તેવું કર, કે હવે વધારે માઠો પરિણામ થતો અટકે. આ અમારાં નિરપરાધી બાળકને વાસ્તે કૃપાળુ થા; અને આ અચાનક આવી પડેલા દુઃખમાંથી તાર. ( વિલાપ કરેછે. )

**ઇન્દ્રસેન.**—( દોડી આવીને ) માતા ! મારી વાહાલી માતા ! તું કેમ રડેછે ? તને કોણ રડાવેછે, તે તું ઝટ કહી દે, એટલે હું તેને મારૂં. તને રડતી જોઈને મારાથી રડી જવાયછે. ( રડતા રડતા તેનાં આંસુ લુવેછે. )

**દમયંતી.**—મારા કુળદીપક પુત્ર, એ દુઃખ હવણાં તારાથી નિવારણ થાય એમ નથી.

### વાર્ષ્ણેય સારથી પ્રવેશ કરેછે.

ભાઈ, તું ઠીક વેળાએ આવ્યો. તું બનતી ઉતાવળથી કુંડિન નગર જા, અને મારાં માતાપિતાને જેવું સાંભળ્યું તેવું કેહે, જે, મહારાજ પોતાનું રાજ્ય હારી બેઠા છે. આ દુઃખદાયક સંદેશો કાહાવતાં મને અતિશય ખેદ થાયછે. હજી શું બનશે તે કેહેવાઈ શકાતું નથી. મારાં આ ન્હાનાં બાળક એ મારૂં ખરૂં ધન છે, એમના ઉપર કાંઈ ગજબ ના

ગુજરે એટલા માટે એમને મારે પિયેર પોહોંચાડી દેવાની ઘણી અગત્ય છે. એમને સાચવીને લઈ જવાની ભલામણ તને કરવી પડે એમ નથી.

**વાર્ષ્ણેય.**—મહાદેવી, એમાટે આપ ચિંતા રાખશો નહિ. કુંવર કુંવરીને હું મારા જીવ કરતાં વધારે સાચવીશ.

**ઇન્દ્રસેના.**—માતા, તું અમને મોકલી દેવાનું ધારેછે ?

**દમયંતી.**—હા બાપુ.

**ઇન્દ્રસેન.**—બેહેનને જવું હોય તો ભલે જાય, હું તો નહિ જાઉં, મને તો તારા વિના ગમે નહિ તો.

**દમયંતી.**—( ગળગળી થઈને ) મારાં લાડકવાયાં બાળક, મને પણ તમારા વિના ગમવાનું નથી, પણ અહિં રાખવામાં તમને સમૂળગી ખોઈ બેસું એવી બીક રેહેછે, માટે મારાં વાહાલાં બાળક, હું તમને કહુંછું, તે સાંભળોઃ—( રાગ રામગ્રી ) "વનચર વીરા વધામણી" એ ઢાળ.

કુંવરી કુંવર મારાં લાડકાં, કરો મોસાળ વાસ,
અમુઝાશો નહિરે અંતર વિષે, મારી તમમાં છે આશ.
કુંવરી કુંવર મારાં લાડકાં. ટેક.

દાદા, દાદી, મામા, મામીને, મળજો વા'લથી બાળ,
કેહેજો કરગરી મારી વતી, કૂડો આવ્યો છે કાળ.
કુંવરી કુંવર મારાં લાડકાં. ૧

મેળવશે પરમેશ જો, તો તો મળશું તાત,
નહિ તો દુઃખે દાહાડા કાઢશું, ઝુરી ઝુરીને જાત.
કુંવરી કુંવર મારાં લાડકાં. ૨

મોસાળમાં કમી કશી નથી, મળશે અહિં સમુ સુખ.
**ઇન્દ્રસેન.**—મા આવી અમને ત્યાં નહિ મળે,
**ઇન્દ્રસેના.**—એથી બીજું શું દુઃખ ?
**ઇન્દ્રસેન.**—ના ના, માતા, અમે નહિ જશું. ૩
**ઇન્દ્રસેના.**—માબાપને વેહેતાં મૂકીને,
**દમયંતી.**—સુખ પામવા કાજ,
**ઇન્દ્રસેના.**—આવાં અભાગિયાં જે અમે,
**ઇન્દ્રસેન.**—અમને લાગવા લાજ.

**ઇન્દ્રસેના.**—ના ના, માતા, અમે નહિ જશું. ૪
**ઇન્દ્રસેન.**—છાની રે' માતા તું માહ્‌રી,
**ઇન્દ્રસેના.**—અમતી ક્યમરે મૂકાય,
**ઇન્દ્રસેન.**—પળ પણ તુજ વણ નવ ગમે,
**દમયંતી.**—દુઃખિયા દિન ક્યમ જાય ?
**ઇન્દ્રસેના.**—ના ના, માતા, અમે નહિ જશું. ૫
**ઇન્દ્રસેન.**—રડતો મને છાનો રાખવા, વ્હાલા વિધ વિધ પેર;
**ઇન્દ્રસેના.**—મા ! તુજવણ બીજું કો નહિ મળે મામાને ઘેર.
**ઇન્દ્રસેન.**—ના ના, માતા, અમે નહિ જશું.

**બૃહત્સેના.**—મારા વાહાલા કુંવર, આવો તમને હું સુખપાલમાં બેસારૂં; તમને જે ઘોડા ગમેછે તે ઘોડા જોડયા છે.

**ઇન્દ્રસેન.**—હંઅં, એમ કરીને મને વાહીને લઈ જાયછે. ના, હું નહિ આવું, મને મા વિના ગમે નહિ તો.

**દમયંતી.**—બૃહત્સેના, મારી વાહાલી દાસી, હવણાં સુધી મારા મનમાં તને મોકલવાનો વિચાર નોહોતો; પણ વધારે વિચાર કરતાં એમ લાગેછે, કે મારાં આ અલ્હેતાં બાળક સાથે તું જઇશ તો તેમને મારા વિયોગનું જરા ઓછું દુઃખ લાગશે. ઇન્દ્રસેનને તેં તારા હાથથી ઊછેરીને મ્હોટો કર્યો છે, તેથી એની કેટલીક આડાઈ અને ખો જેમ હું સમજુંછું અને એને રસ્ટો કરૂંછું તેમજ તુ પણ કરી શકેછે, માટે મારી વાહાલી દાસી, તુ એમની સાથે જા. ( કુંવરીને ) મારી ઇન્દ્ર-સેના, તું ડાહી છે; આ ભલી દાસીને પજવીશ નહિ. તારો ભાઈ રીશાળ છે તે જ્યારે જ્યારે રીસાય, અને કોઇને બદે નહિ, ત્યારે તું એને સમજાવજે ; એને તું કેહેજે, કે, આપણે હવે નમાયાં છિયે માટે આડાશ કોના આગળ કરવી ? ( રડેછે. )

**બૃહત્સેના.**—બા સાહેબ, આપ હડબડી જશો નહિ. હું જરા પણ ઓછું આવવા દઈશ નહિ.

**ઇન્દ્રસેન.**—મારી વાહાલી માડી, તું મને મોકલવાને રડછ તારે હું જઇશ, તું છાની રેહે.

**દમયંતી.**—( રડતાં ) મારા ડાહ્યા દીકરા. તને જ્યારે જ્યારે તારી

દુખિયારી માની ગરજ પડે ત્યારે ત્યારે તું આ બૃહત્સેના ભણી જોઈને તારૂં મન વાળજે.

**ઈન્દ્રસેન.**—પણ એનાથી તારી ગરજ ક્યમ સારી શકાશે ? ઓ-મા, હું આડો થઈ રહુંછું, ત્યારે તું જેમ વાહાલ કરી, મારે માથે હાથ ફેરવેછે, તેમ કરતાં એને આવડતું નથી; એવી વેળાએ તું આવીને મને છાનો રાખી જવાની હા કેહે તો હું જાઉં.

**દમયંતી.**—તારા પિતાને એકલા મૂકીને મારાથી અવાય એમ નથી.

**ઈન્દ્રસેન.**—મા, તારે તું અમને અમારા પિતાને મળવા દીધા વિના મોકલી દેવા ધારેછે ?

**દમયંતી.**—બાપુ, તેમને હવણાં મળાય એમ નથી, તે ભારે કા-મમાં પડ્યા છે! (રડેછે.) બાપુ ઇન્દ્રસેના, મારી ડાહી દીકરી, તું મને છોડ, અને જરા આગળ થા, એટલે તારો ભાઈ તારી પછવાડે આવે, વધારે વાર કરવા જતાં કાંઈ વિઘ્ન આવી પડશે.

**ઈન્દ્રસેના.**—(રડતાં) મા, મારી વાહાલી મા, જ્યારે તું એમજ કરવું ઇચ્છેછે ત્યારે છેલવેરકું મને તારે ગળે બાઝવા દે.

**દમયંતી.**—દીકરી, તારાં આવાં વચન મારૂં હૃદય ભેદી નાંખે છે. લે ત્યારે તું મને ભેટી લે.

**ઈન્દ્રસેન.**—ના બેહેન, પેહેલો મને વળગવા દે.

**દમયંતી.**—આવો બાઝો મારાં બાળ, ઓ ક્રૂર ભાગ્ય ! જ્યારે આ પ્રમાણે મારાં બાળકથી વિખુટાં પડવાનું કર્યું, ત્યારે મારો અંત આણે તો સારૂં, મારાથી મારાં છોકરાં નથી છોડાતાં, અરે, એમનાથી પણ છૂટાતું નથી.—(રડેછે).

**બૃહત્સેના.**—ડાહી ઇન્દ્રસેના, તમે માની ડોક મૂકી દ્યો એટલે બાપુ છૂટે.

**ઈન્દ્રસેના.**—માડી, તું હવણાં જેટલું હેત રાખેછે તેટલું સદા રાખજે, અને અમને વેહેલાં તેડાવી લેજે.

**ઈન્દ્રસેન.**—માતા ! મારી વાહાલી માતા, મને કાલે પાછો બોલાવી લેજે હો ?

(ઇન્દ્રસેના વછૂટેછે)

**બૃહત્સેના.**—બાપુ, ચાલો બેહેનની સાથે.

**ઈન્દ્રસેન.**—ના, હું નથી આવવાનો, બેહેનને લઇ જા, મા આવે તો હું આવું.

**દમયંતી.**—મારા લાડકા કુમાર, મારાથી નહિ અવાય, હવે તું હઠ છોડી દે, અને તારી બેહેનની સાથે જા.

**ઈન્દ્રસેન.**—મને એક બચ્ચી કરૂં તો જાઉં.

**દમયંતી.**—(બચ્ચી કરેછે) લે, હવે છોડ઼ મારી કોટ.

**ઈન્દ્રસેન.**— (છૂટીને જરા ખસેછે અને ફરીને પાછો વળગેછે.) માડી, તું મને બહુ વાહાલી લાગેછે માટે હું તો નહિ જાઉં.

**દમયંતી.**—(ઉભી થઇને) બાપુ, તું હઠીલો ના થા.

**બૃહત્સેના.**—(કુંવર ઉતરતો નથી તેને ઉચકી લઇને) બા સાહેબ, મને જવાની આજ્ઞા આપો.

**દમયંતી.**—આ જગતમાં મારૂં જે કાંઇ છે તેને લઇ જવાની તને આજ્ઞા કેમ અપાય? પણ જા, દાસી, મારાં છોકરાંનું જતન કરજે, તેમને ઓછું આવવા દઇશ નહિ. હવે ઈશ્વર જ્યારે મેળવશે ત્યારે મળીશું. દાસી, કદાપિ હું અટવાઇને મરી ગઈ તો આ છોકરાંની તને સુપ્રત કરૂંછું. તારામાં જીવ હોય ત્યાં સુધી તારે એમને છોડવાં નહિ. દાસી, તું મારાં છોકરાંની માની ગરજ સારજે. જા, સુખી થા. (રડેછે.)

**બૃહત્સેના.**—બા સાહેબ, મારાથી બોલાતું નથી, પણ ભરોસો રાખજો, કે, મારામાં જીવ હશે ત્યાં સુધી આ રાજવંશિયોને છોડીશ નહિ.

(બધાં રડારોળ કરીને જાયછે.)

**દમયંતી.**—ધિઃકાર છે આ જિવતરને. વેવળાં વીણીને પણ પેટનું પૂરૂં કરનાર ગરીબ સ્ત્રી પોતાનાં પતિ છોકરાં ભેગી હોય તો તે સુખી છે. એ સુખ મારૂં ગયું. એ મારાં પેલા ભવનાં પાપનું ફળ મારે ભોગવવું જોઇયે. અરે! ઓ! ઓ! મારાં બાળક! (રડતી કકળતી જાયછે.)

## પ્રવેશ. ૬ ટ્ઠો.

### સ્થલ, દરબાર.

**પ્રધાન, સેનાપતિ અને દરબારિયો.** (શોકાતુર થઈ બેઠા છે.)

**વિદૂષક.**—(પ્રવેશ કરીને) આ દરબાર હવે સ્મશાન જેવો લા-

ગેછે, જેવું જીવ વિનાનું ખોળિયું; તેવું નળ રાજા વિના આ ધર્માસન-સ્થાન અને આપણે એમના માણસો છિયે.

**પ્રધાન.**—આર્ય સુદેવ ! મહારાજે, આપણા પ્રિય કુમાર ઇન્દ્રસેનના સમ ખવરાવીને બધા દરબારિયોને પાછા કાહાડ્યા તે વેળાએ સર્વેને અતિશય માઠું લાગ્યું. આપણા અને એમના અન્યોન્ય પ્રેમનું છેવટ આવું આવવું જોઇયે ?

**સેનાપતિ.**—આપણે રાજ્યની સેવા કરવાને માટે આપણો જન્મારો લખી આપ્યો નથી. આપણને પાલવે ત્યાં સુધી આપણે રહિયે. આપણે શું હૃદયશૂન્ય છિયે કે આપણા શિરછત્ર, નળ મહારાજ અને પવિત્ર દમયંતી દેવી, એકેકું વસ્ત્ર પેહેરીને દેશવટો લે, અને આપણે આપણું આ પાપી પેટ ભરવાની લાલચે, એક અયોગ્ય માણસની સેવા ઉઠાવિયે ? અરે, એ આપણાથી કેમ બને ?

**પ્રધાન.**—અયોગ્ય તે કેવો ! છળભેદ કરીને આપણા દયાળુ રાજાના સારાપણાનો ખોટો લાભ લીધો, અને દૂધ પાઈને ઉછેરેલો સાપ જેમ ડંસવાને ઉભો થાય તેમ એણે કર્યું. હશે, જે બનવાનું હતું તે બન્યું, મહારાજે હવે આપણને એમની સાથે જવાની મના કરી, તો આપણે માટે ચોખંડ પૃથ્વી પડી છે. જ્યાં ફર્યા ત્યાં દેશ અને જ્યાં વસ્યા ત્યાં ઘર.

**વિદૂષક.**—દરબારિયો, તમને તો સમજાવીને મહારાજે પાછા કાહાડ્યા, પણ હું તો ભૂતની પેઠે બાઝયો રહ્યો હતો, પણ ગદગદિત કંઠે એમણે મને કહ્યું કે "પ્રજાનાં મન ઘણાં ઉશ્કેરાયાં છે એવા સમયમાં દરબારિયો જો હઠ લઈ બેસે તો પરિણામ ખોટા થાય, અને હું મારૂં વચન હારૂં, હું સર્વેને ઉશ્કેરનારો ઠરૂં અને જગતમાં મારી અપકીર્ત્તિ થાય," માટે તમને બધાંને ફરીને સમજાવવાને માટે મને પાછો મોકલ્યો છે. અને કહ્યું-છે, કે, "પ્રજાનું સુખ એજ મારૂં સુખ, માટે મારૂં સુખ તમે ઇચ્છતા હો તો પ્રજાના સુખદુઃખનો નિકટનો તમારો સંબંધ તમારે છોડવો નહિ." અને એ વાત પણ ખરી છે. જે વેળાએ તમે કારભાર છોડી ઘો તે વેળાએ, આ નગરમાંથી અથવા આખા દેશમાંથી નવું પ્રધાનમંડળ એકઠું થઈ શકે એમ છે ? જે કારણથી તમે છોડવા ઉભા થયા છો તે કારણ સર્વેને સરખું છે.

**પ્રધાન.**—પુષ્કરનો સાળો મારી જગ્યાનું કામ કરવાને રાજી હશે.

**વિદૂષક.**—વિના અધિકારે રાજાનો સાળો આખા દેશનું સત્યાનાશ વાળે, તો પછી અધિકાર પામે ત્યારે તો બાકી શી રાખે! માટે હવે એવા વિચાર જવા દ્યો.

**સેનાપતિ.**—પુષ્કરે એના કેહેવા ઉપરથી પડો વજડાવ્યો છે, કે, " નળ અને દમયંતીને કોઈ કાંઈ આપશે તો પુષ્કરમહારાજના ભારે વાંકમાં આવશે " કેવો પાપી!

**પ્રધાન.**—પેહેલું મને કાહાવ્યું અને મેં એમ કરવાને મારો અભિપ્રાય આપ્યો નહિ ત્યારે એણે બારોબાર એ દુષ્ટ કામ કર્યું. અરે, એથી પ્રજાનાં કાળજાં કપાઇ ગયાં.

**સેનાપતિ.**—તમે જુવોની, એ એટલેથી પતવાનું નથી.

**પુષ્કર પોતાના સાલારાય સાળાસહિત પ્રવેશ કરેછે.**

( દરબારિયો ઉભા થાયછે અને પોતપોતાને સ્થાને બેસેછે. પ્રતિહાર છડી ઉપર ડોક ટેકવી સ્વસ્થ રેહેછે. )

**સાલારાય.**—કેમ પ્રતિહાર, તારૂં આવી બન્યું છે કે શું?

**પ્રતિહાર.**—મહારાજાધિરાજ નળ—

**સાલારાય.**—અરે એ તો પોહોંચ્યા આઘે દેશ, સંભાળીને બોલ.

**પ્રતિહાર.**—પુષ્કર રાજાને ઘણી ખમા.

**વિદૂષક.**—( સ્વગત ) મારો સાળો, સાળો—

**પુષ્કર.**—ધારેલી ધારણા પેશ પોહોંચેછે એવી આનંદની વેળાનો અનુભવ અતિશય સુખદ છે. તેમાં વળી જેની ચઢતી જોઇ શકાતી ના હોય એવા પિત્રાઇનું પાયમાલ થવું અને આપણું ઉંચે ચડવું એ તો સુખનું શિખર છે. ( ડોલેછે ).

**વિદૂષક.**—હાજી, ઉંચે ચડવું એ સુખનું શિખર ખરૂં!

**સાલારાય.**—અલ્યા બ્રાહ્મણ, શકનમાંજ તું મહારાજને ઉંચે ચડાવાની વાતો કેમ કરેછે? ફાટયો છું કે શું?

**વિદૂષક.**—ઉંચે ચડવાનું હું નથી કેહેતો, પણ તમારા બંનેવી પોતાની મેળેજ કેહેછે.—અને તમે ફાટયાનું કોહોછો તે તો ખરી વાત છે. કોઈનું ભાગ્ય ફાટે તો મારૂં હ્રદય ફાટયું છે, મારૂં કાળજું ફાટયું છે.

**સાલારાય.**—તારૂં કાળજું ફાટયું તો ભોગ તારા બાપના ને તારી સાતે પેહેડીના.

**વિદૂષક.**—ભોગ તો જેને સત્તા મળે તેના, મારા સરખા ગરીબ બ્રાહ્મણના ક્યાંથી !

**સાલારાય.**—ચૂપ કૂતરા ! હું તને મારી પોતાની સ્વતંત્ર સત્તાથી આજ્ઞા કરૂંછું કે તું ચૂપ રેહે, એઁઠું ખાનારા કૂતરા !

**વિદૂષક.**—સત્તા તે રાજાની કે તમારી ? અને રાજા તે તમે કે તમારા બંનેવી.

**સાલારાય.**—હું હું હું, જા, સાત વાર હું. હું ને મારા બંનેવી કાંઇ જૂદા છિયે ? અમે એકના એક છિયે, મારી બેહેનના મારા બંનેવી જેવા પ્રીતિપાત્ર છે, તેવોજ હું પ્રીતિપાત્ર છું, ત્યારે બોલ્ અમે બે એક ખરા કે નહિ ?

**વિદૂષક.**—ખરા, ખરા, ખરા. અને તેટલાજ ઉપરથી તમે આટલા બધા હરખાઇ ગયા છો તો. પણ ઘણા જણ બહુ હરખથી હડકાયા કૂતરાના જેવા થઇ ગયેલા મેં મારી આ બે આંખોએ દીઠાછે, તેવાં ચિન્હ આપ રાજશ્રીનામાં દેખાયછે તેથી હવે આપને હડકવા હાલવા માંડયો છે.

**સાલારાય.**—વિદૂષક, સંભાળીને બોલ્, હું હવે રાજ્યનો સાળો થયોછું.

**વિદૂષક.**—હા, **મેરબાંન**, તમે હવે આખા રાજ્યના સાળા ખરા અને એટલાજ માટે રાજ્યની સત્તા જેઓની પાસે આવે તેને મારા સરખાએ અડાવીને કેહેવું જોઈયે, કેમકે.—

( ચોપાયા અથવા મેરેઠી ચાલની સાખી ).

જેમાં શક્તિ ઝાઝી તેપર અંકુશ જરૂર જોઇયે ;
મ્હોટા મદાંધ થઇને મા'લે, જો કે'નારૂં ન કોઈયે.
માતેલા હાથીને મા'વત અંકુશે ન અડાવે,
ધૂલ લઈ ધોરી રસ્તામાં, ચૂકી શિર ચડાવે.

**સાલારાય.**—ત્યારે હું મારા માથા ઉપર ધૂળ નાંખનારો ?

**વિદૂષક.**—દારૂડિયો દેખે પીહું, પિયે ખાય અજિહું.
　　અણુદીઠાનું દીઠું, માર મહુડાંને મીઠું.

**સાલારાય.**—એ વળી તુંબડીમાં કાંકરા શા ગગડાવ્યા ?

**વિદૂષક.**—એ તો જેને ટોપી બેસતી હોય તેને પેહેરી લેવાની છે. ન સમજ્યા ?

**સાલારાય.**—ના, સમજાવ.

**વિદૂષક.**　　( ગીતિ. )

ભરચક સુખમાંથી દુઃખ. અથવા દારૂણ દુઃખ જઈ સુખ થાય'
એવી અચાનક ગતિના અવસરમાં વિક્રિયા થઈ જાય.

**પુષ્કર.**—હવે રેહેવા દે તારૂં પાંડિત્ય, તમે બધા એક છો તે હું સારી પેઠે જાણુંછું.

**પ્રધાન.**—એમ કેમ ?

**પુષ્કર.**—દ્યૂતમાં મેં નળનું રાજ્ય જીતી લીધું, તો તમે રાજ્યના માણસો તેમાં આવી ગયા, તેથી વણમૂલના તમે મારા સેવકજન છો; તેમ છતાં, નળને પ્રજાના લોકો ખાવાપીવાનું કાંઈ આપે નહિ એવો પડો વજડાવવાની તમને આજ્ઞા કરી તે તમે માથે ચડાવી નહિ; પણ ચાકરો કેવા જોઈયે.　　( ગીતિ. )

બેશ કહતાં બેસે, ચાલ કહતાં તરત ઉઠી ચાલે.
ઘટિત અઘટિત ન જોતાં આજ્ઞા ધણીની પળાય ત્યમ પાળે.

**સાલા૦**—અરે, એમણે એમ ના કર્યું ત્યારે શું અટકી રહ્યું ?

**પ્રધાન.**—પ્રજાની આંખમાં આપની હલકાઈ આવી જાય, અને તેથી થતા પરિણામને અટકાવાને માટે, એ વિચાર મને અઘટિત લાગ્યો, તેથી મેં તેનો અમલ ન કર્યો કેમ કે.—

( ગીતિ )　સારૂં ધણીનું વાંચે, તે કદિ ન ડરે ખરેખરૂં કે'તાં.
　　લાભ સમૂળો જાતાં પણ રાખે પણ અતિશય દુઃખ સે'તાં.

**સાલા૦**—ખરી સેવા એમ થાય નહિ.

**વિદૂષક.**—ખરી વાત છે.　　ગીતિ.

ગરજુ ઓશિયાળા, પેટભરા પરઉપજીવિકા પર જે.
સાચું કે'તાં ખમચે, ખમચ્યા ન રહે સ્વતંત્ર છે નર જે.

**નેપથ્યમાં.**—જે પાછળ પડશે તે જમને દ્વાર ચડશે, ધાઓ! દોડો !

**સાલારાય.**—અરે ઓ મારા બાપ ! એ શું જે, એ શાનો પોકાર ?

**લોકોનું ટોળું દરબારમાં પ્રવેશ કરીને બંડ મચાવેછે ને પડો વગાડનાર દોડતો આવેછે તેને મારેછે.**

**પુષ્કર.**—અરે આ શું ? મારી આજ્ઞાનો આ પ્રમાણે લોપ ?

**પડોવગાડનાર.** ઓ ભાઇ શાબ, મને છોડો, હવે હું મરી જઇશ. મને તો આ સાલારાયે કહ્યું, તેથી મેં પડો વજાડયો, એમાં મારો વાંક નથી, મને છોડો.

**લોકો.** મારો ! મારો ! એ સાલા સાલારાયને (બધા તેના ઉપર ધશી પડેછે ને તેને અદમુવો કરી નાંખેછે.)

**પુષ્કર.** આ શો ગજબ, મારી પ્રજા આ પ્રમાણે મારા સામી બંડ મચાવે ?

**લોકો.** ત્યારે શું તમે આ પ્રમાણે અમારા રાજાનું રાજ્ય છીનાવી લઇ તેને ખાવા પીવાને આપે તેની પણ મના કરો ? આવું નીચપણું જેનામાં હોય તે આ પવિત્ર ધર્માસનને લાંછન લગાડવાને વધારે વાર નહિ ટકી શકે. (તેના ઉપર ધશી જઇ તેને ધર્માસન ઉપરથી ઉઠાડી મકવા જાયછે.)

**પ્રધાન.** પ્રજાના સુજ્ઞ લોકો, તમે હવે એટલેથી અટકો, અને જેના ઉપર તમારો આવડો બધો પ્રેમ છે એવા નળ મહારાજના વચનને માન આપવાને પાછા જાઓ.

**વિદૂષક.** (ગાભરો ગાભરો પ્રવેશ કરીને) પુષ્કર, સાલારાય, તમે કોઈ ગભરાશો નહિ. હું નળરાજાને અહિ પાછા લઈ આવ્યો છું, તે આ લોકોને સમજાવીને પાછા કાહાડશે. ભાઈ સાલારાય, તમને બહુ વાગ્યું ? હાડકું બાડકું ભાગ્યું તો નથી ? હાડકા વિનાની જીભ હાડકાવાળા ભાગને માર ખવરાવી પોતે ડાબલીમાં ભરાઈ પેસેછે. બકવા કર કર કરતી હતી તે નીકળ હવે બાહાર.

**નળ અને દમયંતી, સાદાં વસ્ત્ર પેહેરેલાં એવાં પ્રવેશ કરેછે.**

(બધા ઉઠીને માન આપેછે.)

**નળ.** મારી વાહાલી પ્રજા, તમે આ પ્રમાણે વર્તીને મને ઘણું

માઠું લગાડયું છે એ કદિ તમારા વિચારમાં નહિ આવતું હોય; હું મારી મૂર્ખાઇથી મારૂં રાજ્ય ખોઈ બેઠો છું, એમાં કોઈને દોષ દેવા જેવું નથી; મને કોઇયે બલાત્કારે કાહાડયો નથી, પણ મારા અવિચારે મને બલાત્કારે કાહડયો છે. ધૂત નહિ રમવા દેવાને મને આ મારા સુદેવે, મારા આ શાણા પ્રધાને, અને મારી માયાળુ પ્રજા, તમે ટોળે આવીને ઘણો સમજાવ્યો. જન્મારામાં કોઈ દિવસ જેનું વચન લોપેલું નહિ એવી મારી આ પ્રાણપ્રિયાનાં વચન ઉપર પણ કાંઈ મેં લક્ષ આપ્યું નહિ. મારી ભ્રષ્ટબુદ્ધિ થવાથી હું મારૂં સર્વે હારી ગયો તેમાં તે જીતી લેનારનો દોષ નથી. તમે બીજાને દોષ દેવા જતા પેહેલાં મને દોષ ઘો મને ધિઃકારો, અને મને અપમાન આપો.

**લોકો.**—એમ થાય નહિ, અને અમારાથી જૂદાં પડાય નહિ.

**નળ.**—તમે ખોટી આડાઈ ના કરો, મારા જેવા અયોગ્યના ઉપર ભક્તિ બતાવીને ખોટો પ્રક્ષપાત કર્યાનું દૃષ્ટાન્ત જગતમાં પ્રસિદ્ધ થવા ઘો નહિ. તમે ધર્માસનની પ્રજા છો, નળની નથી. નળનામાં જ્યાં સુધી યોગ્યતા હતી ત્યાંસુધી તમે નળને માન આપ્યું, પણ હવે જ્યારે તે પોતાને હાથે અયોગ્ય ઠર્યો ત્યારે તેવાને માટે કશી કાળજી રાખો નહિ. તેમ છતાં, જો તમારો મારા ઉપર પ્રેમ હોય તો તે બતાવી આપવાને, મેં મારે હાથે કરીને આ મારા પિત્રાઈ ભાઈ પુષ્કરને રાજ્ય આપ્યું છે તેની રાજભક્ત પ્રજા થઇને રેહો. એ છે તે હુંજ છું. એ તમારા ઉપર મારા કરતાં કોઈ પ્રકારે ઓછી મમતા રાખશે નહિ. પણ તમારા સુખમાં વૃદ્ધિ થાય તેમ રાજ્ય ચલાવશે.

**લોકો.**—નહિ, રાજા નહિ, એમ બને નહિ, આપની ઉંચ સ્થિતિને આંચ આવે એમ થાય નહિ.

**નળ.**—ભાઈયો! ગમે તેવી ઉંચ સ્થિતિવાળાનામાં, જરા પણ દુર્ગુણનો અસર થવા માંડે તો તેનો શો પરિણામ થાયછે તેનું દૃષ્ટાન્ત પૃથ્વી ઉપર રેહેવાને, જગતને ડાહાપણ લેવાને, અને દુર્ગુણનો પટ બેસાડવાનું હાથે કરીને ઉપાસન ઉભું કરનારને ચાંનક લેવાને, મારા આ દેહનું જે થશે તે હું થવા દઈશ, પણ મારા કીર્ત્તિરૂપી દેહને આંચ આવે તેવું કોઈ કાળે પણ થવા દેનાર નથી; માટે મારી માયાળુ

પ્રજા, તમે તમારે ઘેર જાઓ, અને મારા પ્રત્યે જેવી રાજભક્તિ ચલાવી છે, તેજ પ્રમાણે, આ મારા ભાઇની સાથે ચલાવીને સુખી થાઓ. મારા આ દરબારિયોને શું મારે માટે કાંઈ નથી થતું એમ તમે સમજોછો ? એમને મેં આજ પ્રમાણે સારી પેઠે સમજાવ્યા છે, અને મારા એકના એક ઇન્દ્રસેનના સોગન દઈને વાર્‌યા છે, તેથી તેમણે મારી સાથે રહીને જેમ રાજ્ય ચલાવ્યું છે, તેજ પ્રમાણે પુષ્કર રાજાની સાથે રહીને ચલાવશે, માટે તમે નિશ્ચિંત રોહો, અને તમારૂં હેત જો મારા ઉપર, આ મારી પ્રિયા ઉપર, અને મારાં કુંવર કુંવરી ઉપર હોય તો તે સર્વેના એકઠા સમ દઈને હું તમને વિનવુંછું, કે, હવે બીજો કાંઈ પણ ફેરફાર થવાનો નથી માટે, તમે પાછા જાઓ અને સુખી થાઓ.

( લોકોને આગળ કરીને જાયછે ).

---

# अंक २ जो.



## प्रवेश १ लो.

### સ્થલ, વગડો.

### નળ અને દમયંતી.

**નળ.**--પ્રિયા, જાણે કોઇયે મને ભુરકી નાખ્યો હોયની એમ હું ભાન ભૂલ્યો હતો, તેથી કાંઈ સૂઝયું.નહિ; અને છેવટે પરિણામ આ થયો.

**દમયંતી.**--પ્રાણનાથ ! જે કાળે જે બનવાનું હોય તે કોઇનાથી અટકાવી શકાતું નથી, માટે આપ ખેદ કરશ્યો નહિ.

**નળ.**--ખેદ કર્‌યો થતો નથી. પ્રિયા ! હાથે કરીને ઉપાસન ઉભું કર્‌યું તેનો પશ્ચાત્તાપ કેમ ન થાય ? પુષ્કર દુષ્ટ વિચાર કરતો અટકે એટલા માટે, એને હરાવીને કોઈ આઘેના દેશમાં એનો વાસ કરાવાની લાલચે, મારી પોતાનીજ લાજ ખોઈ બેઠો. બીજાને ફસાવા જનારો પોતેજ ફસાયછે.

**દમયંતી.**—આર્યપુત્ર, આપ થોડા દિવસથી મને કેહેતા હતા તે પ્રમાણે, જરા જરા વારમાં આપના વિચાર બદલાઇ જતા, એવી

મનની ભ્રમિત સ્થિતિમાં જે બની ગયું તે વિસારી દીધા વિના સિદ્ધિ નથી. હવણાં આપણી જે સ્થિતિ થઈછે તેવી, અને તે કરતાં પણ વધારે દુઃખદાયક સ્થિતિમાં ઘણા લોકો દિવસ નિર્ગમન કરેછે, તો આપણે કેમ નહિ કરી શકિયે ?

**નળ.**—દેવી, મારી પ્રાણપ્રિયા, મને મારૂં દુઃખ થતું નથી, પણ તારી આવી સ્થિતિ જોઇને મારૂં હૃદય કંપેછે. તને થતું દુઃખ સંતાડી રાખવાને તું પ્રયત્ન કરેછે, પણ સ્વાભાવિક મૂકાઈ જતો નિશ્વાસ બધું ઉઘાડું પાડી દે છે. તારૂં કોમળ અંગ આટલી વારમાં કરમાઈ ગયુંછે. પુષ્પમાર્ગે ઉપર ચાલવાથી પણ ઘસારો પડે એવા કોમળ પગ, આવા ખડબચડા રસ્તામાં ચાલતાં, છેક તળવાઈ ગયા છે; તેમાં વળી. ડગલે ડગલે ઠેસો વાગેછે, અને અખડાઇ પડેછે, એ મારાથી દેખી ખમાતું નથી.

**દમયંતી.**—સેહેવાનું આવતાં સહનશક્તિ એની મેળે આવેછે.

**નળ.**—પ્રિયા, આજ ત્રણ દિવસ થયાં અન્ન કે પાણી તું પામી નથી. સીમમાં વાસો રેહેનારા ભલા ખેડુતોની સ્ત્રિયોએ, પરમ દાહાડે પોતાના પતિના ભાથામાંથી તને આપવા માંડયુ, પણ પુષ્કરના વાંકમાં તેઓ આવી જાય એટલા માટે તેં કાંઈ પણ લીધું નહિ. આ ઉજ્જડ વગડામાં ફળાદિ કાંઈ પણ જોવામાં આવતું નથી. મારી પ્રાણપ્રિયા, હું શું કરૂં ? અરે, જે હજારોનું પોષણ કરવાને શક્તિ ધરાવતો હતો, તે કુટિલ કાળના પલટાઈ જવાથી પોતાની પ્રાણપ્રિયાને ભૂખે તરશે ટળવળતી જોઇને લાચાર બની જઇ ટકટક જોયાં કરે, એના જેવો નિર્ભાગી બીજો કોને કેહેવો ? ( ખેદ બતાવેછે. )

**દમયંતી.**—આર્યપુત્ર, આપ અકળાશો નહિ. મારી ભૂખ મરી ગઈ છે એટલે મંને બહુ લાગતું નથી. પોતેજ ભૂખ્યા તરસ્યા છો તેમાં વળી મારી ચિંતા કરીને આપ દુઃખમાં વધારો કરોછો. અરે, હું કેવી અભાગણી કે આપને સુખ દેવાનું સાધન થવાને બદલે દુઃખ દેવાનું સાધન થઈ પડીછું.

**નળ.**—પ્રિયા, જોઇ પેલી ટેકરી ?

**દમયંતી.**—હા, મારા શિરછત્ર, મારા પિતાને ત્યાંથી આપ મને પ્રથમ પોતાની માયાની છાયા નીચે લઈ આવ્યા, ત્યારે આપણે પેલી

જગ્યાએ પડાવ નાંખ્યો હતો, અને સૂર્યોદય થતી વેળાનો આ પ્રદેશનો દેખાવ બતાવાને આપ મને એ ટેકરી ઉપર લઈ ગયા હતા, તે એ.

**નળ.**—પ્રિયા, એ સમયે આપણા સુખનો પૂર્ણ સૂર્યોદય હતો, અને આજે આ વેળા પણ છે. તે વેળાએ તારા સુખની વૃદ્ધિ કરવાને હું પૂરો શક્તિમાન હતો, આ વેળાએ દુઃખની વૃદ્ધિ કરનાર થઇ પડયો છું. અને શાથી તારૂં દુઃખ ઓછું થાય, તેના વિચારમાં નિમગ્ન થયો છું. પ્રિયા, એ ટેકરીની સામેની સીધી વાટ જોઈ ?

**દમયંતી.**—હા, મારા પ્રાણાધાર, આપ એ વાટે મારી આગળ ચાલો તોજ એ સારી લાગે.

**નળ.**—પ્રિયા, જે તારાથી વિખુટાં પડવાને કલ્પાન્ત કરતાં હતાં, એવાં તારાં બાળક, આ માર્ગે થઇને જ્યાં ગયાં છે, ત્યાં તું તેઓને મળે તો તેમને કેટલો બધો આનંદ થાય ?

**દમયંતી.**—મારા જીવનહાર, મારી સાથે આપને દેખે તોજ તેમને આનંદ થાય.

**નળ.**—પિતા કરતાં માતાનો સહવાસ છોકરાંને વિશેષ હોયછે, માટે માતા વિના તેમને ચાલે નહિ.

**દમયંતી.**—પ્રાણનાથ, આપના વચનથી ત્રાસ ઉપજવાનો પ્રથમ અનુભવ હવણાંજ થયો. મને વિખુટી પાડવાનો આપનો વિચાર મારૂં કાળજું તોડી નાંખેછે; અરે, મારાથી તે સહન થઈ શકતો નથી.

( સીતાજીના મહિનાનો રાગ. )

મારા જીવનહાર, આ વાર, મને લ્યો ઉગારીને,
મારૂં હૃદય કમળ કંપી જાય, વિયોગ વિચારીને;
પૂરા પ્રેમથી પાળી પોશીને ઉછેરિયું આદરે,
ઘાયલ પંખી ફડફડી મરી જાય, ફાટી પડશે ત્યમ ખરે.
પ્રાણાધારનો જો ન આધાર તો પ્રાણ ટકે નહિં,
જીવનહાર જૂદા થઈ જાય, રહે જીવ કો' કહિં ?

**નળ.**—મારી પ્રતિમા–છોરૂંપાસ રે'તાં. વિસરશે વિયોગ તું,
મળશે મહિયરમાં મહાસુખ, મારા વિના જોયતું.

**દમયંતી.**—સ્વામીવણુ સૂનો સૌ સંસાર, સારૂં લાગે નહિ કશું,
દુઃખ દરિયાસમું ભલે હોય, સ્વામીસાથ જો વસું.

**નળ.**— દુઃખ ઓછું કરવા જો ચા'ય ચતુરા ! કૃપા કરી, પેલા
પિયરને પંથે તું વાપ્, કહુંછું હું કરગરી.

**દમયંતી.**—નથી દુઃખ ઓછું કરવા વિચાર, ઓછું કર્યું નહિ થશે,
મનોમનની સાક્ષીથી જણાય, દોહ્લા દિન નહિ જશે.

**નળ.**— આશા તુજમાં રાખી મારા પ્રાણ, વિસારીશ દુઃખને,
ધારી મનનયને તારૂં ચિત્ર, નિરખીશ તુજ મુખને,

**દમયંતી.**—આવા નિર્જન વગડાની માંહ્ વાટે દુઃખ પામતા,
ભૂખ તરસથી ટળવળી આપ, શરીરે પામી શ્યામતા.
સ્મરો આગલાં સામટાં સુખ, નિશ્વાસા મૂકીને,
એવી સ્થિતિમાં નહિ રહું દૂર, ચિત્તથી ધર્મ ચૂકીને,
' સર્વે દુઃખનો કરવાને નાશ, પ્રિયા એક ઔષધી, '
વદે વૈદ્યો વચન એ એક, શોધી પોથિયો બધી.

**નળ.**— અતિ દુસ્તર દુઃખનીમાંહ્ પુરૂષ કોઈ ટળવળે,
તેને સારી નારીની સમાન સુખદ ઔષધ નહિ મળે.

**દમયંતી.**—ત્યારે મુજથી ન મૂકી જવાય, મારા પ્રાણના પતિ,
છાયા દેહ ન જૂજૂવાં થાય પતિ સાથ ત્યમ સતી.

**નળ.**— વનમાં વિકાળ રીંછ, વરૂ, વાઘ, બહુ ઘૂઘૂવ્યાં કરે,
શુણી સિંહના ભયંકર નાદ, છબીલી તું છળી મરે.

**નેપથ્યમાં.**—ત્રાહિ ! ત્રાહિ ! ખાધો, ખાધો, ધાઓ, ધાઓ.

**નળ.**—( સાંભળીને ) અરે, કોણ આશ્રય માગેછે ? મારી પાસે શસ્ત્ર અસ્ત્ર નથી તોપણ હું ક્ષત્રિય છું તો મારે વાહારે ધાવું જોઇયે.

**દમયંતી.**—પ્રાણપતિ, હું આપની પડખે રહીશ, મારી પાંતીની કશી ચિન્તા કરશો માં. ( નેપથ્યમાં જાયછે. )

**કળી.**—( ગાભરો ગાભરો પ્રવેશ કરીને ) ત્રાહિ ! ત્રાહિ ! ખાધો ખાધો ! ધાઓ ! ધાઓ ! અરે, આ કાળ સરખો વાઘ નળનું ભક્ષણ કરી જાય તો દમયંતી એકલી પડે ( રંગભૂમિ આગળ થઈને પોકાર કરતો પસાર થાયછે, તેની પછવાડે ઘુઘુવાટા કરતો વાઘ આવેછે તે રંગભૂમિ ઉપર થઈને પસાર થાયછે તે-

વામાં પછવાડેથી રીંછ આવેછે તેનો અને નળનો ભેટો થઈ જતાં તેમની બાઝમબાઝા થાયછે. દમયંતી છળી જતી પણ પોતાના પતિને આશ્રય આપતાં ડરીને રીંછ જતું રેહેછે.)

**દમયંતી.**—આપને બહુ વાગ્યું ?

**નળ.**—ના, પ્રિયા, તું મારી ચિંતા કરીશ નહિ; પણ જોયું ? પેલો આગળ જતો વાઘ આપણા જોવામાં આવ્યો તેના સપાટામાં આવી જાત તો શસ્ત્રવિના ઉગરવું મહાકઠિણ પડત, માટે હું તને વિનવીને કહુંછું, કે મારૂં કહ્યું માન, અને તું આ વિદર્ભ દેશને માર્ગે જા, કે સુખી થાઉં.

**દમયંતી.**—આપ જે સંકટ સોસશો તેમાં ભાગ લેવાને હું તૈયાર રહેલી છું, આ જંગલના પ્રાણિયો ગમે તો મને ફાડી તોડી ખાશે તેની હું દરકાર કરતી નથી. મારૂં જે થવાનું હશે તે થશે, પણ આપનાથી હું કદિ જૂદી પડનાર નથી. મારાથી આ જંગલનો ત્રાસ સહન થશે. પણ વિખુટાં પડવાનાં આપનાં વચન સહન થતાં નથી. ( વિલાપ કરેછે. )

**નળ.**—પ્રિયપ્રિયા, બંને સાથે, જંગલના પશુનો અને દુઃખનો ભોગ થાય તેના કરતાં, એમાંથી એક પણ બચે તો નિરપરાધી બાળકની સંભાળ લઈ શકે. પ્રિયા, તારા વિના એક ક્ષણ પણ ઇન્દ્રસેન રહી શકતો નહિ તેની શી વલે થશે ? તેના ઉપર જરા તો દયા કર ? પેલી ભલી અને નરમ સ્વભાવની ઇન્દ્રસેના તારા વિના ટળવળી નહિ મરે ? પ્રિયા, મારૂં માન, અને તારાં વાહાલાં બાળકનું ભલું થાય એવો કાંઈ પણ વિચાર કર.

**દમયંતી.**—જો એમજ આપની ઇચ્છા હોય તો આપણે બંને ત્યાં જઇયે. મારા પિતા આપને અતિશય માન સાથે પૂજ્ય તરીકે ગણશે, અને આપણે આપણાં બાળક ભેગાં સુખથી રહીશું.

**નળ.**—મારી આવી વિપમ સ્થિતિમાં મને ત્યાં જવાનું મન કેમ થાય ? તારો સ્વયંવર થતાં હું કેવા ઠાઠમાઠથી ત્યાં આવેલો ? મારી સમૃદ્ધિ કેવી, એ તને નથી સાંભરતું ?

**દમયંતી.**—પ્રાણનાથ, પ્રથમ અતિશય આતુરતાથી આપે મને વાટ જોવરાવી, પણ પધાર્યા પછી તો હર્ષઘેલી બનાવી દીધી હતી.

**નળ.**—ત્યારે, પ્રિયા, તું એમ કેમ કેહેછે? અતિ મ્હોટી મૂર્ખાઇ કરીને રાજભ્રષ્ટ થયેલો, માત્ર સર્વેના શોકમાં વધારો કરવાને હું શું મ્હો લઈને આવું?

**દમયંતી.**—આપનો જ્યારે એમજ નિશ્ચય છે ત્યારે મારો પણ નિશ્ચય એમજ છે, કે, જે પતિનું થવાનું હોય તેજ પ્રિયાનું થવું જોઇયે. મને મારા શરીરની, જીવની, કે કશાની, દરકાર નથી. માત્ર આપ, અને આપજ, જે મારા પ્રાણપતિ છો તેની દરકાર છે. આ જગતમાં સ્ત્રીને પોતાના ધણી કરતાં વિશેષ બીજું કશું નથી, માટે મારા પ્રાણાધાર, મને તજવાનો આપ વિચાર મા કરો. ( રડેછે. )

**નળ.**—બનવાનું જ્યમ હોય ત્યમ, મતિ સાધન સૌ થાય.

ભીરૂ, તું ડર માં, હું મારો આત્મા તજું, પણ તને તજું નહિ, એ નિશ્ચય જાણ.

**એક બાજુએ કલિ પ્રવેશ કરેછે.**

**કલિ.**—(સ્વગત ) ઠીક, "તજું નહિ એ નિશ્ચય જાણ," જરા વાર હું એનામાંથી ખસ્યો, એટલામાં બુદ્ધિ જુવોની સૂઝી છે! પશુ, પક્ષિઓ એના સપાટામાં આવે તો ભૂખથી પીડાતાં મટે, માટે તેમને હાકી કાહાડવાના વિચારથી હું ખસ્યો, એટલામાં તો ડાહાપણની વાતો કરવા નીકળી પડયાં છે! એના જેવા આળા, અને આ રાંડના જેવી બીજી સ્ત્રિયો થાય, તો પછી મારા તાપમાં, ધણીને બાયડી મારે, ને બાયડીને ધણી મારે, ને જોવાનો ભવાડો થાય, તે બધું અટકીજ પડે તો! ઠીક છે, હું ઘાટ ઘડું છું.

**નળ.**—પ્રિયા, પેલે સામે રસ્તે થઈને વાઘ, રીંછ, ઇત્યાદિ પશુ ગયાં છે, માટે ચાલ આપણે આ રસ્તે જઈયે. (જાયછે.)

**કલિ.**—( પશુપક્ષિયોને નિવારતો પ્રવેશ કરીને ) અરે, અહિયાં તો ઝાઝાં જનાવર છે, અને પેલાં બે તો આ રસ્તે આવેછે. ચાલ ત્યારે હું પણ ઉતાવળ કરીને બધાંને નસાડી મૂકું. એ તો ખરૂં, પણ પણે પેલું સરોવર છે એનું પાણી હું કેમ નિવારી શકીશ? હીંડ વારૂ, જોઉં તો ખરો. ( જાયછે. )

**નળ અને દમયંતી પ્રવેશ કરેછે.**

**દમયંતી.**—આર્યપુત્ર, જરા ઉભા રોહો. મારા પગમાં શૂળ પેશી ગઇછે તે મારાથી નથી નીકળતી. ઓ, અરે !

**નળ.**—( પાછા વળીને ) અરે, આ તો અર્ધોઅર્ધ પેશી ગયેલી જણાયછે. પ્રાણપ્રિયા, હું હવણાં કાહાડી નાંખુંછું. તું જરા આડું જો. નહિ તો તને તંમર ચડશે. ( શૂળ કાહાડી નાખેછે. )

**દમયંતી.**—ઓ, અરરર ! મને બહુ પીડા થાયછે.

**નળ.**—દેવી, ગભરા નહિ. હું તને પાટો બાંધુંછું ( પાટો બાંધેછે ) ચાલ હવે, પણે ઝાડની ઘટા દેખાયછે તેની શીતળ છાયા નીચે જઈને જરા આરામ લઈયે. આવ હું તને ઉંચકું, તારાથી નહિ ચલાય.

**દમયંતી.**—મહારાજ, મને જરા ટેકો આપજો એટલે હું ધીરે ધીરે ચાલીશ. ( લંગડાતી ટેકો દઈ ચાલેછે. ઠોકરો ખાયછે, પડેછે ને ઉઠેછે. )

**નળ.**—પ્રિયા, તારા કમળપત્ર સરખા કોમળ પગ તળવાઇ ગયા છે, અને વળી ઉપરા ઉપરી કાંટા વાગતાં પણ તું ચાલી. હવે તો શૂળનો ઉંડો ઘા પડયો, તેથી તારાથી નથી ચલાતું, માટે આવ તને તેડું, તારે આનાકાની કરવી નહિ, વેળા પ્રમાણે વર્તવું.

**દમયંતી.**—ના, ના, મારા પ્રાણાધાર, મારી પેઠેજ આપને વિતેછે અને બલાત્કારે એક શરીર આપ વહોછો, તેમાં બીજું કેમ વહી શકો ? માટે મને આગ્રહ કરશો નહિ, હું ઉંચકવા નહિ દઉં. ( આગળ જોઇને ) મહારાજ, પણે પેલું સરોવર દેખાયછે, તે ઘણું પાસે છે; ઠીક થયું, ઘણી તરસથી આપણાં ગળાં સૂકાઇ ગયાં છે, તે પાણી પીવાથી સુખ થશે.

( ચાલેછે. )

**નળ.**—હા, પ્રિયા, આ તલાવમાં તું પાણી પી લે. હું અંદર ઉતરીને જોઉં, જો માછલાં મળી આવે તો. ( અંદર જાયછે અને ત્રણ માછલાં લાવીને દમયંતીને આપીને બીજાં શોધવા જાયછે. )

**દમયંતી.**—( હાથમાંથી માછલાં સરી પડેછે એટલે ) આ શો ગજબ ! માછલાં જીવતાં થયાં ! ઓહો ! ત્રણ માછલાં સજીવન થઇને પાણીમાં સરી પડયાં ! નાથ મને પૂછશે, કે, માછલાં ક્યાં ગયાં, તો હું શું કહીશ ? ( પાણીમાં ખોળવા ફાં ફાં મારેછે. )

**કલિ.**—(અદશ્ય સ્વગત) હાં હાં, હવે લાગ ફાવશે. નળ પાણીમાં છે. એટલામાં એનામાં પાછો પ્રવેશ કરૂં. (જઈને તેમ કરેછે.)

**દમયંતી.**—અરે, મારા હાથમાં કાંઈ આવતું નથી. મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાવાળા મારા પ્રાણપતિ મને વધારે પૂછશે તો નહિ. પણ આ વેળા વિપરીત છે. મારા મનમાં ત્રાસ પડેછે. અહો પરમેશ્વર, આનો હવે શો પરિણામ થશે ?

**નળ.**—( લુગડું નીચોવતો, આવતાં આવતાં ) પ્રિયા, આખું સરોવર ખુંદી વળ્યો, પણ એકે માછલું હાથમાં આવ્યું નહિ, માટે હવે આપણે એટ લાંજ ઊપર નિર્વાહ— ( નહિજેવાથી આશ્ચર્ય પામેછે. )

**દમયંતી.**—( ગભરાતી ગભરાતી) પ્રિયપતિ, આપ માછલાં મારા હાથમાં આપીને ગયા, કે તરતજ મારા હાથમાંથી સળવળીને પાણીમાં સરી પડયાં. મેં ઘણોય શોધ કર્યો, પણ પાછાં મારા હાથમાં આવ્યાં નહિ.

( પાણીમાં ફરીને ખોળેછે. )

**નળ.**—( સ્વગત ) તાલમેલ ઠીક લગાવી દેખાયછે. શું કરે, બહુ દિવસની ભૂખી હશે, તે અધીરી થઇને ખાઈ ગઇ હશે.

( દુહો ) લોભી, કામી, ને વળી ભૂખતૃષે પીડાય;
ઇચ્છી વસ્તુ લાધતાં, ઉતાવળું થઇ જાય.

( આસન ) પ્રિયા, કાંઈ ચિન્તા નહિ, જે થયું તે ખરૂં.

**દમયંતી.**—મહારાજ,—

**નળ.**—ઉઘાડી વાતમાં ખુલાસો કરવા જેવું શું છે. (સ્વગત)

( દુહો ) અપરાધી જે હોય તે ઢાંકી રાખવા વાંક,
મન ઉતરે ત્યમ ઉચરે, કહીને કાં'કનું કાં'ક.

( આસન ) ચાલ, પેલી છાયાનીચે જરા આરામ લઇયે, આવ હું તને ઝાલું.

**દમયંતી.**—પાણી પીવાથી જરા શાન્તિ વળી છે, તેથી હવે મારાથી એકલાં ચાલી શકાશે.

**નળ.**—તને સુખ થયું તેથી હું રાજી થયો. (ચાલવા માંડેછે )

**કલિ પક્ષીને રૂપે મ્હો આગળ દેખા દે છે.**

પ્રિયા, પેલો પક્ષી માંસલ છે; આવ્ એને પકડિયે.

**દમયંતી.**—એ પક્ષી અસાધારણ કદનો, કોઇ દિવસ જોવામાં આવેલો નહિ એવો છે, માટે જવાદ્યો એને માર્ગે, એ પણ કોઇની જોડ હશે, તે ખંડિત કરીને દોપમાં શું કરવાને પડવું.

**નળ.**—(સ્વગત) તૃપ્ત થયું મન જેહનું, તેને ભલા વિચાર,
ઉંડી ભૂખ જો અંતરે, ગણે ન સારાસાર.

(ચાસન) આપણી ભૂખ નિવારણ કરવાને હવે બીજો એકે ઉપાય નથી. આટલે દાહાડે આ એક પક્ષી જોવામાં આવ્યો છે તો તેને હવે જતો મૂકિયે તો પછી આપણા પ્રાણ કેમ ધારણ કરી શકિયે?

**દમયંતી.**—જેવી આપની ઇચ્છા, પણ મને એ પક્ષી બહુ વિલક્ષણ લાગેછે.

**નળ.**—આપણે એના શરીર સાથે કામ છે, વિલક્ષણપણા સાથે નથી.

(પોતાનું ઓડેલું લુગડું ધરીને તેના ઉપર નાંખેછે એટલે તે લઈને પક્ષી ઉડેછે.)

**દમયંતી.**—મેં કહ્યું નોહોતું કે એ કારમો પક્ષી છે. હશે જે બન્યું તે ખરૂં. લ્યો આ મારૂં લુગડું આપ અર્ધું ઓઢો, અને ચાલો પેલી છાયાનીચે વિસામો ખાઇયે (જાયછે અને ઝાડનાં પાંદડાં ચુંટી લઈ પાથરીને સૂવેછે)

**નળ.**—પ્રિયા, મને તો ઉંઘ આવવાની નથી.

**દમયંતી.**—હું કાંઇ ગાઉં, જો આંખ્ મળે તો. (ગાયછે)

(રાગ કલ્યાણ).

સુખમાં પોઢોરે તમે પ્રાણપતિ વાહાલા,
ચૅનમાં ઉંઘોજી પિયુ, કરૂં કાલાવાલા. ટેક.
વીસારી દઈને, વિપત્તિ પડેલી.
હડબડી જાય નહિ, દઢમનવાળા. સુખમાં૦
ઉંઘ વીસરાવે, દારૂણ દુઃખને,
માટે થાઓ વાહાલા, ઉંઘીને સુખાળા. સુખમાં૦

(ગાતાં ગાતાં ઉંઘી જાયછે.)

નળ.—(સ્વગત) (ગીતિ.)

દોષ બને કદિ એવો, જો બંધન પ્રેમનું શિથિલ કરતો,
તો તો વિકાર પામી, પ્રેમ પીડિત થઈ ધિરજ નથી ધરતો.

મારા કરતાં એણે પોતાનું પેટ વાહાલું કર્યું, એ પ્રેમને શિથિલ કરનારો બનાવ બન્યો; એ ઉંઘી ગઈ, પણ મારૂં ચિત્ત ધડભાંગ્ કર્યાં કરેછે.

(ગીતિ.) દોષ ગણી પ્રિયજનનો, તે ઉપર જો અભાવ કદિ થાય,
તેથી થતા વિચારે, ચિતની શાન્તિ સમૂળગી જાય.

જા રે, પાપી જીવ, આવી મનહર પ્રિયા, જેના મુખકમલ ઉપર નિર્દોષતા પ્રકાશી રહેલી છે, તેના ઉપર શંકા આણેછે? સાત દિવસની ભૂખી, એમ સમજી હશે કે "મારા પતિ તલાવમાંથી ખાઇને આવ્યા હશે, અથવા હવે પછી ખાશે, તો મારો પ્રાણ રાખવા લાવ્ હું ખાઈ લઉ." વળી, પ્રેમભાવથી પતિ પ્રિયાને કાંઈ આપે, તેનો તેટલાજ પ્રેમથી સત્કાર કર્યો તો ત્યારે ગણાય, કે જ્યારે તે તેનો ઉપયોગ કરે. ત્યારે મારી પ્રિયાએ મારા આદરભાવની આપેલી વસ્તુનો ઉપયોગ કર્યો, તો મારૂં ખરેખરૂં મનગમતું કર્યું, તેમાં દોષ શો કર્યો? અને કદાપિ કર્યો તો ભલે કર્યો. લાવ્ હું એનો દોષ ગ્રહી લઉં, (તેના હોઠ ઉપર ચુંબન કરેછે.) અરે; કાંઈ ખાધું હોય એવો વાસ તો આવે છે.

(ગીતિ.) પ્રેમ પૂરો છે અંધો, પ્રિયના દોષ ન કશા દિલે આણે,
માને નથી બનેલા, અથવા મિષ બેસતું કરી જાણે.

ત્યારે શું, મારો એના ઉપરનો પ્રેમ, એનો વાંક મન ધરવા દેતો નથી? રાજાએ ન્યાયને રસ્તે ચાલવું, ખરૂં ખોટું શું છે તેનો એક વાર નિશ્ચય કરવો. પૂરાવો તો મળેછે, ક્ષુધા શમતાં એને ખરેખરી ઉંઘ આવી છે, અને હું ભ્રમણામાં ભમાયાં કરૂંછું, માટે નક્કી એણે પેટ તો ભર્યું. ભર્યું તો ભર્યું, પણ એમ કેમ કહ્યું નહિ કે "હું આ ખાઇશ, તમને મળે તે તમે ખાજો." ત્યારે મારા દુઃખ કરતાં પોતાનું દુઃખ એણે વધારે જાણ્યું?

(દુહો.) વે'મ પ્રેમમાં આવતાં, ભ્રમ મનમાં મસ થાય,
સાચો નિશ્ચય નવ થતાં, અકળામણ વધી જાય.

વારૂ, ત્યારે ગમે તેમ હોય—ખાધું કે ના ખાધું—પણ જો એ મારાથી વિખુટી પડે તો પોતાને પિયર જઈને બાળક ભેગી થાય, તો સુખી થાય. એક પ્રસંગ બન્યો એટલામાં મારૂં મન ઉંચુ થયું તો આ વિષમ અવસ્થામાં એવા બનાવ બનવાનો ઘણો સંભવ છે, અને છેવટે પરિણામ શો?

( ગીતિ ) આવે વિષમ અવસ્થા, બનેછ નબળું અતિશય મન તેથી,
સહજ સહજ વાતોમાં, સંબંધીશું કુડાં પડે જેથી.

માટે એ જાય એ ઠીક છે, પ્રિયા પૂરી નિદ્રામાં છે, છટકી જવાનો આવો લાગ કદિ આવવાનો નથી. પણ મારૂં લુગડુ ખેંચાય તો એ ચંચલ ચતુરા તરત જાગી ઉઠે એમ છે. તેનું શું કરૂં? લુગડાથી જૂદાં થવાનું કશું સાધન નથી એટલે નિરૂપાય છું.

**કલિ.**—( સ્વગત ) આવો દાવ ફરી ક્યારે આવવાનો છે, લાવ ને હું એક છુરી નાંખું. ( નાંખેછ. )

**નળ.**—અરે, અનાયાસે છુરી આવી મળી! શો ચમત્કાર! અહિ છુરીનો સંભવ નહિ છતાં આવી મળી તો એમાં કાંઈ ભેદ છે. અને તે એજ કે.—

( દુહો ) કાંઇકિ કલ્હેથી સુખ થશે, એવું ધાર્યું ચિત,
તેમાં વળી સાધન મળ્યે, શુભ પરિણામ ખચિત.

( ધ્રુજતે હાથે છુરી લઈને લુગડું કાપી જૂદો પડી જવા માંડે છે અને પાછો આવે છે. )

અરે, પણ એનું રક્ષણ કોણ કરશે? એ એના સદ્‌ગુણના ગઢમાં રક્ષાયલી રેહેશે, એના સદ્‌ગુણના પ્રતાપથી એને કોઇ પીડા કરી શકશે નહિ. સદ્‌ગુણીને ઈશ્વિર સદા સહાય થાયછે, તોપણ એ દયાળુની હું હાથ જોડી પ્રાર્થના કરૂં:—

( રાગ મેવાડો. )

અબળા એકલી જાણીરે, ભાગ્યહીણો ભાળવું રે,
મારી પ્રાણાધારજ નાર, જગપતિ રક્ષણ કરજોરે,
ઓ પ્રભુ! સંભાળજોરે, એ છે મારો નક્કી આધાર. અબળા૦
દીનબંધુ દુઃખ જાણો રે, અરજી ઉરે આણજોરે,

દીનનું કરજો એટલું કાજ, સેવક સાચો કહુંછું રે,
પ્રિયાને ઉગારજોરે, મારી તમ હાથે છે લાજ. અબળા૦
પિયર પો'ચાડો રે, હરિણી યૂથે ભેળવો રે,
જાચું એટલું જગના નાથ, મેળા તો કરાવો રે,
ઓ પ્રભુજી ! પાધરોરે, એનાં વા'લાં બાલક સાથ. અબળા૦
મુજને તો મેળવજો રે, મહા મોંઘી જાળવીરે,
જેવી ને તેવી આ મારી પ્રાણ, સોંપુ પ્રાણપ્રિયારે,
સ્વામીજી! સ્વાધીનમાં રે, મુજવણ આંધળી ઘેલી અજાણ.અબળા૦
ગ્રામ અને વનના રે, સૂર્ય આદિ દેવતા રે,
બીજા બધા જેહ વસો આકાશ, ઓથ એને આપી રે,
આપત્તિ ઓળંગવારે, દેજો બુદ્ધિતણો પ્રકાશ. અબળા૦

અરે, હું કોને તજુંછું, જેણે મને પોતાનો પ્રાણ જાણ્યો તેને; જેણે દેવતાઓનો ત્યાગ કર્યો, અને મને પરણી તેને; જેણે પોતાના જીવ કરતાં મારો જીવ અધિક જાણ્યો તેને; અને જેણે મારામાં અનુરક્ત થઈ સર્વે સુખનો ત્યાગ કરયો તેને ? ધિક્કાર છે મને. અરે, સૂર્ય અને વાયુ સરખા જેને આગળ દુભવી શકતા નહિ તે અનાથવત્ અહિ પડી છે, તે કોની ઓથે, કોના આધારે ? હા, મારી ઓથે, અને મારા આધારે; ત્યારે હું એને આવા ઘોર અરણ્યમાં મૂકીને જઈશ, અને એ અનાથ મને દેખશે નહિ, તો એને કેવો ત્રાસ પડશે ? એની કેવી માઠી વલે થશે ? અરે, એ એકલી વનમાં ફાટી નહિ પડે ? આવી સ્ત્રીને તજી જવાનો ક્રિયા પાપીનો જીવ ચાલે ?

અરે, નિર્દોષ અબળાના ઉપર દુઃખ પાડનારનું સત્યાનાશ વળજો. એવા દુષ્ટના ઉપર આકાશ ત્રુટી પડજો. પૃથ્વી ઉપરના સર્વે પાહાડો તેના ઉપર પડીને તેનો કચ્ચરઘાણ વાળી નાંખજો. અને ઓ અગ્નિ દેવ, તમે તેના ઉપર આગનો વર્ષાદ વર્ષાવીને તેને બાળીને ભસ્મ કરી નાંખજો. ઓ વાયુ, તારા વંટોળિયાના વમળમાં ઘુચવીને એવા પાપી પ્રાણીને આ પૃથ્વી ઉપરથી ઉરાડીને અદ્ધર લટકતો રાખજે, કે મારા જેવા, સ્ત્રીના સાચા પ્રેમનો દરકાર નહિ કરનારા, તેના ઉપર ત્રાસ વર્ત્તાવવા જતાં, તેજ ત્રાસ પામીને થર થર કંપે. (થોડીવાર સ્તબ્ધ થઈને.)

એ દોષિત હો કે ના હો, પણ એને મૂકીને જવામાં એનુંજ સારૂં છે. પ્રિયા, હું તને આ છેલું ચુંબન કરૂંછું, પણ આશાભેર કરૂંછું. ( ચુંબન કરેછે ) મારી પ્રાણપ્રિયા, મારા જીવના આધાર, હું તને તારા સદ્ગુણને અને સર્વશક્તિમાન પરમેશ્વરને ફરીને ભાળવીને જાઉંછું, પ્રિયા, પ્રિયા, મારી પ્રાણપ્રિયા, તને મારા છેલ્લા આશીર્વાદ છે. તું જાગે અને મને જુવે નહિ તો તારા ભાગ્યહીણ પતિને દોષ દઈશ નહિ. અરે, એ પાપી, દુષ્ટ, તારૂં કોમળ પ્રેમબંધન તોડીને, અરે, એ તારા કોમળ કાળજામાં વિયોગનો કારી ઘા મારીને, અને તારા પ્રેમને ચીરી નાંખીને, તેના ટુકડે ટુકડા કરીને જાયછે. પ્રિયા, સુખી થજે. અરે, ઓ ક્રૂરભાગ્ય ! મારા ઉપર બળવત્તરપણે વર્ત્તીને મારી પ્રાણપ્રિયાનો મને વિયોગ કરાવેછે તો કર તારૂં કાળું. પ્રિયા, તું—

( રડતો કકળતો નાશી જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, ઘોરવન.

**ભારે અગ્નિનો દવ બળેછે, તેની વચ્ચે કર્કોટક નાગ સપડાઇ ગયોછે.**

**કર્કોટક.**—હો, નળ ! હો પુણ્યશ્લોક નળ !

**નળ.**—( એક બાજુએ પ્રવેશ કરીને ) અરે, મારી પ્રિયાનું શું થયું હશે ? તે મારે માટે શું ધારશે ? આ દારૂણ વગડામાં અજગર, વાઘ, વરૂ, રીંછ જેવા જનાવર એના ઉપર ધાઈ પડશે, તો તે કોની ઓથે જશે ? અરે, સિંહના નાદ સાંભળીને તે ફાટી પડશે.

**કર્કોટક.**—હો, પુણ્યશ્લોક નળ ! હો નળ ! આ બળતામાંથી ઉગાર. હો દયાસિંધુ, દીનબંધુ, મારી વાહારે ધા.

**નળ.**—( કાન દઈને ) અરે, કોણ; મારી પ્રિયા ? ઓ મારા પ્રાણ, ડરમાં, હું આ આવ્યો. ( આગળ વધીને ) અરે ! આ શું ? આ તો કોઈ નાગ છે !

**કર્કોટક.**—હા, મહારાજ, હું કર્કોટક નામે નાગ છું. નારદ મુનિના શાપથી હું બળુંછું.

**નળ.**—ભાઈ, મને તારી દયા આવેછે, પણ મુનિના શાપનું મારાથી કેમ નિવારણ થઇ શકશે ?

**કર્કોટક.**—ધર્માત્મા ! શાપનો અનુગ્રહ કરવાને મેં નારદને વિનવ્યા, ત્યારે કહ્યું કે " નળરાજા તારૂં દુઃખ નિવારશે. " મહારાજ, મને આ દવમાંથી ઉગારો, હું તમારો મિત્ર થઇ તમારૂં ભલું કરીશ.

( નળ દવમાં પ્રવેશ કરીને કર્કોટકને બાહાર કાહાડેછે કર્કોટક નળને દંશ દેછે એટલે તે વિરૂપ થઈ જાયછે. )

**કલિ.**—( બળતો બળતો અદૃશ્ય ) ઓ, તારૂં સત્યાનાશ જાયરે કર્કોટક ! તેં તો મારૂં ઉંધું માર્યું તો. તું કાં ન બળી મુવો.

**નળ.**—( વિસ્મય પામીને ) ભાઈ, તેં ઠીક ભલું કર્યું !

**કર્કોટક.**—રાજા ! મેં ભલુંજ કર્યું છે. તમારૂં સ્વરૂપ બદલાઈ ગયું, એટલે કોઈ તમને ઓળખશે નહિ, તેથી તમારી માઝા રેહેશે. તમે બાહુક નામ ધારણ કરજો; અને અહિંથી પાસેજ અયોધ્યા નગરી છે ત્યાં જજો. ત્યાંનો રાજા ઋતુપર્ણ છે, તેને ત્યાં તમે સુખી થશો.

**નળ.**—હું બીજા સુખની પરવા કરતો નથી, પણ મને મારી નિર્દોષ સ્ત્રી મળશે ? અરે, મેં, પાપિયે એને વિના વાંકે તજી છે. ( પોતાના શરીર સામું જોઇને ) પણ ભાઇ ! મારા આવા દેદાર જોઈને મારી સ્ત્રી મને નળ નહિ જાણે, પણ હું કોઈ ઠગારો છું એમ ગણી મારો ધિઃકાર કરશે; કેમકે જગતમાં ઢોંગ ઘણા ચાલેછે.

**કર્કોટક.**—મહારાજ ! આપ સંતાપ કરો નહિ. સર્વે વાતે સારાં વાનાં થશે. ( એમ કહી નાગ સુસવાટો મારતો પાતાળમાં ઉતરી જાયછે; અને નળ અયોધ્યાને રસ્તે જાયછે. )

## प्रवेश ३ जो.

### સ્થલ, અયોધ્યા નગરીમાં રાજદરબાર.

### ઋતુપર્ણ, પ્રધાન, પ્રતિહાર, ઇત્યાદિ.

( દ્વારપાળ આવીને પ્રતિહારના કાનમાં કહી જાયછે. )

**પ્રતિહાર.**—( સાંભળીને ) મહારાજ ! બાહાર કોઈ વિરૂપ મનુષ્ય આવ્યો છે તે આપને મળવા ઇચ્છેછે.

**ઋતુપર્ણ.**—બોલાવી લાવ તેને.

( પ્રતિહાર બોલાવી લાવેછે નળનું વિકૃત રૂપ જોઇને સર્વેને આશ્ચર્ય લાગેછે. )

**બાહુક.**—( પ્રવેશ કરીને ) અયોધ્યાના અધિપતિ, તારો દરબાર ગરીબોને માટે નથી ? મેં ઘણાં રાજસ્થાન જોયાં છે, ત્યાં, તારે અહિં જે રીતિ ચાલેછે તે જોવામાં આવી નથી. ધર્માસનનો રસ્તો ઘોરી જોઈયે, જેને રાજાની ગરજ એવા ગરીબ લોકોને માટેજ રાજાના કાન કરેલા છે, તે શું જાણુતો નથી !

**ઋતુપર્ણ.**—( કોઈ ચમત્કારિક પુરૂષ છે એમ સમજીને ) ભાઈ, મારા દરબારનો રસ્તો ગરીબોને માટે મોકળો છે. અહિયાં કોઇને અટકાવવામાં આવતું નથી, પણ તમારા દેખાવ ઊપરથી દ્વારપાળને કાંઈ શંકા ઉપજી હશે, તેથી તમને રોક્યા હશે. કોહો ભાઈ, તમે કોણ છો, ક્યાંથી આવ્યા છો, અને તમારે શું કેહેવાનું છે ?

**બાહુક.**—મને તું જેવો જુવેછે એવો હું છું; પૃથ્વી ઉપરથી આવ્યો છું, કોઈ જો મને રાખે તો મારે રેહેવાનો વિચાર છે.

**ઋતુપર્ણ.**—કોઈ તમને રાખે તો તમે શું કામ કરશો ?

**બાહુક.**—મારા કહ્યામાં જે રેહે તેના કહ્યામાં હું રહુંછું. ઘણી વિદ્યાકળામાં હું કુશળ છું, તેમાં અશ્વવિદ્યા તો મારા બાપની છે; આખી પૃથ્વી ઉપર મારા જેવો કુશળ કોઇ નથી.

**ઋતુપર્ણ.**—બહુ સારૂં, આ દરબારમાં તમે સુખે રોહો.

**પ્રધાન.**—અને જે વર્ષાસન લેવા ઈચ્છતા હો તેનું નામ પાડો.

**બાહુક.**—પ્રધાનનો અધિકાર ઠીક બજાવ્યો. અગાઉથી બોલી નહિ કરો તો પછવાડેથી હું તમને વળગી નહિ પડું, બીહીશો નહિ.

**પ્રધાન.**—એ વાત ખરી, તોપણ અગાઉથી ચોકસ કરવાના કેટલાક પ્રકાર છે તેમાંહેલો આ પણ એક છે.

**બાહુક.**—હું કોઈ પાસેથી કાંઇ લેતો નથી, પણ મારી પાસે જે હોય તે ઉલટું આપુંછું.

**ઋતુપર્ણ.**—તમને જેમ ઠીક લાગે તેમ કરો. આ દરબાર તમારો છે.

**બાહુક.**—રાજા તે રાજા, ને પ્રધાન તે પ્રધાન; ઠીક ત્યારે, અહિ રેહેવાને તૈયાર છિયે.

ઋતુપર્ણ.—પ્રતિહાર, બોલાવ્ અશ્વાધ્યક્ષને.

પ્રતિહાર.—બહુ સારૂં મહારાજ. ( અશ્વાધ્યક્ષને બોલાવા મોકલેછે. )

બાહુક.—પણ રાજા ! સાંભળ્, હું મનનો મોજીછું. કોઇની સેવ. ઉઠાવતો નથી, તેમ કોઇ મારી સેવા ઉઠાવે તો તેનો ગુણ ભૂલતો નથી.

ઋતુપર્ણ.—અશ્વાધ્યક્ષનો અધિકાર હું તમનેજ આપુંછું.

**અશ્વાધ્યક્ષ પ્રવેશ કરેછે.**

અલ્યા જીવલ આ—

બાહુક.—મારૂં નામ બાહુક છે.

ઋતુપર્ણ.—બાહુકને હું અશ્વાધ્યક્ષનો અધિકાર આપીને રાખુંછું, તું એમના કહ્યામાં રેહેજે.

જીવલ.—મારો કાંઈ અપરાધ છે ?

બાહુક.—ભાઈ, હું તારો અધિકાર લઈ લેવાને આવ્યો નથી. તું હવણાં જે કામ કરેછે તે તારી મેળે કર્યો જજે. ઘણી ઝડપથી, અગત્યના કામે રાજાને જવું હશે, અને તેમની ઈચ્છા પ્રમાણે તારાથી નહિ બની શકે, તોજ હું લગામ ઝાલીશ, નહિ તો ખાંઈ પીને તારી સાથે ચમનમાં રહીશ.

ઋતુપર્ણ.—આ બાહુકની તારે સારી રીતે સેવા કરવી, તેના બદલામાં તારૂં વર્ષાસન આજથી તને બમણું કરી આપવામાં આવશે.

જીવલ.—બહુ સારૂ મહારાજ, ચાલ્ ભાઇ, બાહુક.

( તેને લઈ જાયછે. )

---

# अंक ३ जो.



## प्रवेश १ लो.

स्थल, घोर वन.

**દમયંતીને નળ જેવી સૂતીમૂકીને ગયો હતો તેવી સ્થિતિમાં છે.**

**દમયંતી.**—( સ્વપ્નાવસ્થામાં ) પ્રાણપતિ ! મને આપ તજો નહિ, એ આપને ન ઘટે. શું આપ ના કોહોછો ? મારો અપરાધ શો તે જરા કોહો તો ખરા ? ( ઉત્તર મળ્યો હોય એમ ) હાં ! ત્યારે મારા ઉપર આપનો ભરોંસો એટલોજ ? આટલા સહવાસમાં એકે પ્રસંગ એવો સાંભરે છે, કે, આપને મૂકીને એક ગ્રાસ પણ ખાધો હોય ? ના, ના, મારા પ્રાણપતિ, આપ મારા ઉપર શંકા આણો એવા નથી. પણ, ત્યારે રીસાઓછો કેમ ? શું તમે જવા માંડયું ? ના, મારા પ્રાણાધાર, મારા જીવનહાર, મારા અંતરના અંતર, આપ અંતરે પડશો એ મારાથી પ્રાણ છતાં તો નહિ સેહેવાય. ના, હું નહિ જવા દઉં, ના હું નહિ જવા દઉં. એમ ના થાય; દાસી ઉપર આટલો બધો રોપ, એમ કંઈ છુટાયું ? (નળનો હાથ ઝાલવા જાયછે. એટલામાં ગાજવીજની સાથે ભારે તોફાન વાયછે એટલે ગભરાઈ જાગી ઉઠેછે. )

અરે ! આ શો કોપ ! ઓ પ્રાણનાથ ! અહો પ્રાણાધાર, આપ કયાં છો, હું આપને કેમ દેખતી નથી ? આ ગર્જના અને વીજળીના ઝબકારાથી હું છળી મરૂંછું. હે નાથ, મારી વાહારે ધાઓ. અરે, આ લુગડું તો કાપેલું જણાયછે. અહો પ્રાણનાથ, વિનાપરાધે તમે મારો ત્યાગ કર્યો ? હવે મારાથી તમારો વિયોગ કેમ સેહેવાશે ? હા ! નાથ, હા ! સ્વામી, હા ! મહારાજ, હા ! પ્રાણાધાર, આપ મને એકલી મૂકીને ક્યાં ગયા ? આ નિર્જન વનમાં હું બીહુંછું. અહો, ધર્મજ્ઞ મહારાજ, વિનાવાંકે અનુવૃત્ત પ્રિયાને કેમ તજી ગયા, મારા સ્વયંવર મંડપમાં દેવતાઓની સમક્ષ આપે શું વચન આપ્યું હતું તે તો સંભારો ? અહો પ્રાણનાથ, મારી હવે શી વલે થશે ? વિયોગવેદનાથી મારા પ્રાણ નિશ્ચય જશે. આપને મારાં આંસુ જોઇ દયા નથી આવતી ? અહો જીવનહાર, આપે જો હાસ્ય કર્યું હોય તો હવે ઝાઝી વાર સંતાઈ રોહો નહિ. વળી, મારૂં હેત જો-

વાનો આદર થયો હોય તો હવે ઘણું થયું, થોડી વધારે વાર થતાં હસવાનું ખસવું થશે. (ગર્જના અને વિજળિયો થાયછે. દમયંતી ગભરાતી ગભરાતી આમતેમ દોડમદોડ કરેછે.) અહો પ્રાણનાથ, પુણ્યસ્લોક, નળ! હો નળ, હો નળ, તમે કેમ ઉત્તર આપતા નથી? (ઝાડનાં થડ પછવાડે શોધતી ફરેછે.)

**નેપથ્યમાં રણશિંગાનો અને ઢોલનો અવાજ થાયછે.**

અરે, આવો ભયાનક અવાજ શાનો થાયછે? (ધારીને સાંભળેછે.)

**નેપથ્યમાં.**—ધાજે, ધાજે!

**દમયંતી.**—શું, મારા નાથ મને એમની પાસે તેડેછે!

(દોડી જાયછે.)

## પ્રવેશ ૨ જો.

**સ્થલ, જંગલ.**

**પારધી, તેનો સોબતી, કૂતરા ઇત્યાદિ.**

**પારધી.**—(પ્રવેશ કરીને) ધાજે, ધાજે, પેલા હરણા પછવાડે ધાજે.

(ચાલતો ચાલતો પડદાની પછવાડે જાયછે.)

**આગળ હરિણ અને પાછળ પારધીનો એક સોબતી આવેછે.**

**સોબતી.**—(હરિણપર બાણ મારી) મારાજેવા તાકોડીના તીરવામાંથી એ ચ્યાં જવાનું હતું જે. (દોડતો જાયછે.)

**પારધી.**—(ફરીને આવીને) (લાવણી)

વનમાં હરવું, વનમાં ફરવું, વનમાં મરવું મઝા કરી,
ફાવ્યું કરવું, દખના ધરવું, કોથી ન ડરવું, ધીરજ ધરી.

**સોબતી.**—(ફરીને પ્રવેશ કરીને પારધીનું કહેલું સાંભળીને)

વગડે વહેવું, વહૂથી ખહવું, એમાં હખ હાંનું આવે,
વનમાં વહુ વણુ વા'લકરી કુણ "ખા છોરા"કહી ખવરાવે.

**પારધી.**—ઘરમાં રેહે તે ઘરકૂકડિયો, નહિ હુખડિયો હેકી હકે,
નારી પાહે રહી શું ખાહે, ત્યાં તુજ ટેકો નહિ ટકે.

**સોબતી.**—મારી નારી છે બહુ હારી, તેથી વિહારી નહિ ભમું,
હારૂં હખ તે હાથનું મૂચી, વગડાનાં દખ નહિ ખમું.

**પારધી.**—બૈરાંમાં બહુ બેઠી રેહેતાં, બૈરા જેવો બની જહે,
કઠણ કાળજું કુમળું થાતાં હોલાભડકણ ભાઈ થહે.
વગડે વહવું, હોથી હારૂં વાપેઠે છૂટાં વેહેવું,
ટુકડા ટપલા વહૂના ખાવા, એથી હારૂં આ ચેવું?

**સોબતી.**—તારી નારી બહુ નઠારી, ડારી ડારી દખ દે છે.
'મારા શેયા હજુ મુવો નહિ' કહી છાજિયાં નત લેછે.

**પારધી.**—વહૂની બહુ જે કરી ચાકરી, ખાઈ ભાખરી પેટ ભરે,
"માડી જેવી વાહાલી લાગુ" એમ કહી પગચંપી કરે.
તેને નીચી નારી નમીને નેહ ઉપરથી દેખાડે,
મારાજેવા ફક્કડ નમે ન તેને નાંખી દે ખાડે.

**નેપથ્યમાં.**—દેખાડે! મારા પ્રાણનાથને કોણ દેખાડે? હો નળ, મને આ દુ:ખમાંથી ઉગારો.

**પારધી.**—અરે, દખમાંથી ઉગારવાની હાકો કુણ મારેછે? હેંડ, જઈને જોઉં તો ખરો. (જાયછે.)

## प्रवेश ३ जो.

**દમયંતી.**—(ઝાડની ડાળિયે વળગી રહેલી.)

હો નળ! મને આ દુ:ખમાંથી ઉગારો. પણ ખરે, સહન થાય નહિ એવું દુ:ખ મારે માથે આવીને પડયું છે, તોપણ મારા પ્રાણનાથ વિના મારા પ્રાણ કેમ ટકી રહ્યા હશે વારૂ?

**અજગર આવીને દમયંતીને પગેથી ગળવા માંડેછે.**

ઝાંખરાં ભરાવાથી, કાંટા વાગવાથી મારૂં શરીર બેહેરૂં થઇ ગયું છે. તેથી અહો, આર્યપુત્ર! મને મારૂં દુ:ખ નથી, પણ આપ એકલા મારા વિના કેમ રહી શકશો, અને મને વનમાં તજી એ વાત સંભારશો ત્યારે આપને કેટલું દુ:ખ થશે, એના વિચારમાં હું મારો દેહ ભૂલી છું. જે જે દેહકષ્ટ મને થાયછે તે તે મનકષ્ટની કશી ગણતરીમાં નથી. અરે! આ શું! અજગર મને ગળેછે? (અજગરે વધારે ગળતાં તે નીચે પડી જાયછે) પતિના છેહથી રિબાવું તેના કરતાં મરવું એ ઉત્તમ છે. પણ ઓ ભયંકર પ્રાણી! હું તારીપાસે એક માગી લઉંછું. આ પ્રમાણે

મારા જીવતરનો તું અંત આણે છે, તેથી હું દુ:ખમાંથી છૂટું છું એટલે તારો ઉપકાર માનુંછું, પણ મારા પતિના મનમાં મારેવિષે વેહેંમ રહી જશે તેનું સમાધાન થયાવિના મારો જીવ ગતિએ જવાનો નથી, માટે આ વગડામાં ભમતાં, મારા પ્રાણનાથને તું દેખું તો કેહેજે, કે, જે દોષ કરેલો ગણીને એને અનાથ કરી તે રડતી, કકળતી, પણ તારૂં અને તારૂંજ રટણ કરતી મારા પેટમાં પચી ગઇ છે. અહો પતિ, તમે જ્યાં હો ત્યાં સુખી થજો. હો, નળ, નળ, નળ! (મૂર્છાગત થાયછે.)

**પારધી અને તેનો સોબતી પ્રવેશ કરેછે.**

**પારધી.**—અરે; આ શો ગજબ.

**સોબતી.**—થા ઉતાવળો, ઝાલ્ આ બાયડીને માથાથી, ને ખેંચ, હું અજગરને ખેંચુંછું.

(માથે ઝાલીને દમયંતીને પારધી ખેંચેછે અને તેનો સોબતી અજગરને પછવાડે ખેંચીને પસડેછે અને તેના ઉપર પ્રહાર કરીને મારી નાંખેછે પછી લઈ જાયછે.)

**દમયંતી.**—(સચેત થઇને) અરે, ઓ, ઓ, નળ, નળ!

**પારધી.**—(ઢોંળ બતાવીને) બાઈ, આંહિ નળ તો નથી; હું છું.

**દમયંતી.**—ભાઈ, તેં મને ઉગારી તેથી તારો આભાર માનુંછું, પણ જો અજગરને ગળવા દીધી હોત તો હું દુ:ખમાંથી છૂટત. મારાથી મારા નળનો વિયોગ નથી સેહેવાતો. ભાઈ, તેં આ વગડામાં મારા પતિને જોયા?

**પારધી.**—મને કોઈ મળ્યું નથી, પણ તારે તેનું હું કામ સે? જંગલની ઓલી કોરમાં મારૂં ઝુપડું સે તાં હેંડ મારી હાથે. તને હારાં હારાં જનાવરાં ખાવાને આપેશ ને તું કહીશ એમ તારી ચાકરી કરેશ. મારે તારા જેવી વહૂ નથી, ને તારે મારા જેવો વર નથી, એટલે આપણું જોડું બંધબેહતું ઠીક આવશે.

**દમયંતી.**—તારા પાપ ભરેલા બોલ મારે કાને પાડીને તે અપવિત્ર કર્ નહિ.

**પારધી.**—એમ કે, પાંહરે પાંહરૂં તું નહિ માનું, પણ કાળો બાળો લાગતો હઇશ તેમાં ક' છ કે શું? (તેની પાસે જવા માંડેછે.)

**દમયંતી.**—(ખશી જઈને) તેં મારા ઉપર ઉપકાર કર્યો છે, તેમ છતાં, અઘટિત આચરણ કરવા જઈશ તો મારે શાપ દેવો પડશે.

**પારધી.**—( ખુબ હશીને ) હજારો હાપ માર્યા સે તેને એક હાપથી હું થવાનું સે જે? ( તેને વળગવા જાયછે. )

**દમયંતી.**—( પાછી હઠી જઈને ) ( દુહો. )

સ્વપ્ન વિષે પણ અવર નહિ નળવિણ ચિંતવ્યો હોય;
પૃથિવી મા! તું ગળી જજે, આ પાપીને તોય.

( શાપ દેતાં વાંતજ પારધી પાતાળમાં ઉતરી જાયછે. )

અરે, મને ઉગારનારને મારે શાપ દેવો પડયો, પણ હું શું કરૂં? કહ્યું છે કેઃ—

( દુહો. ) પતિવ્રતપણું રક્ષવા, અતિશય સેહેવાં દુઃખ,
જીવ લેવો કે આપવો, ખોવાં સઘળાં સુખ. ( ચાલવા માંડેછે. )

**એક હરિણી ગભરાતી ગભરાતી આવેછે.**

બાપુ હરિણી! તું તારા યૂથથી વિખુટી પડી છે, તેથી વલખાં મારેછે? હું પણ તારા જેવીજ દુઃખમાં છું, તેથી હું તને શો આશ્રય આપી શકું?

( ગીતિ. ) સરખા દુખમાં ડૂબ્યાં, તે કો કોને કયમ કરી ઉગારે,
જળમાં ડૂબતાં બે જણ, એક બીજાને કયમ કરીને તારે.

બાપુ! મેં તારૂં યૂથ નથી દીઠું. તેં જો મારા નાથ દીઠા હોય તો કેહે. તેમણે મને તજી છે તો ખરી, પણ મારા વિયોગથી વિમાશણ કરતા, બાવરા બની ગયેલા હશે, એ એંધાણી તને બતાવુંછું. કેમકેઃ— ( ગીતિ. )

સવળ અવળ સમજાતાં, સમજુ ગુચવઈ અઘટિત કામ કરે;
પણ પછીથી પસ્તાઈ, કરે વિમાશણ અમુઝઈ આપ મરે.

જા, જા, બાપુ, તું તારે માર્ગે જા. આ પેલી ઉંચી ટેકરી ઉપર ચડીને મારા પતિને જોઉં અને બોલાવું. ( ટેકરી ઉપર ચડીને )

હે! ધર્મધુરંધર નળરાય! તમારી દાસીને ઉંઘતી મૂકીને ક્યાં ગયા? હું વિવર્ણ વદનથી વિલાપ કરૂંછું, તો મને કેમ ઉત્તર આપતા નથી? આપે હંસને શું કહ્યું હતું તે તો સંભારો? મહારાજ, દેવતાઓની અને મારી આગળ કહેલાં વચન આપ વિસરી ગયા? ઓ સત્યવાદી,

આપ કેહેતા, કે " તારાથી બીજું કોઈ મને પ્રિય નથી " તો તે વચન સત્ય કરી બતાવો. આ ભયાનક નિર્જન વનમાં હું છળી મરૂંછું, મને આપની છાયામાં લ્યો. અહો કુલવાન, શીલવાન, અધિપતિ, મને સતીને આપ ઉત્તર કેમ આપતા નથી ? મારો અપરાધ જાણી આપ ઉત્તર આપતા ના હો તો હું કહુંછું કે મેં કશો અપરાધ કરયો નથી, તેમ છતાં કદાપિ.—

( દુહો. ) અજાણતાં અપરાધ કઈ, કુળ વધૂંનાથી થાય;
　　અનુરક્ત પ્રિય આદરે, ક્ષમાવંત થઈ જાય.

મારી પાસે મોતી તો નથી, પણ કોઈ કેહે કે, " નળરાજા આ રહ્યા " તો હું તેને મારાં હર્ષનાં આંસુરૂપી મોતીડે વધાવું. ( ધારીને જોઈને ) અરે ! પેલો સિંહ આવેછે, ચિંતા નહિ, હું નિઃશંક થઈ તેની સામે જાઉં.

( ટેકરી ઉપરથી નીચે ઉતરી સિંહના સામી જાયછે. )

( હરિગીત. )

વનરાજ, તારૂં ભ્રમણ આ વનવિષે ચારે પાસ છે,
કટિ તુજસમી વળી અરિવિષે તુજ સમો જેનો ત્રાસ છે.
શત્રુઘ્ન તે નળરાયની હું રાણી તુજને કરગરૂં,
જો દીઠા તો સુખ દે કહી, હું શુણી દિલમાં ધિર ધરૂં.

અથવા,　　　　( દુહો. )

" નથી દીઠા નળપતિ " કહું, તો કર મારો ગ્રાસ;
છૂટું છે'ના દુઃખથી, ટળે સમૂળો ત્રાસ.

( સિંહને માથું ધુણાવતો ચાલતો જોઈને ) ત્યારે તું બંને વાતની ના કેહેછે?

( આગળ ચાલતાં એક પર્વત આવ્યો તેને )

( ગીતિ. ) ગિરિ ગરવા પતિ દીઠા, તુજસમ સમૃદ્ધિવાન, રૂપાળા ?
　　અચલ ! અહિ નળ આવે, કે' જે શોધે તુને દુખા બાળા.

( ચાલતાં ચાલતાં ) હે નળ ! આવું આ નિર્જન વન પણ આપની સાથે સુખદ લાગતું. ખરી વાત લાગે.

( ગીતિ. ) નિર્જન વન પણ પ્રિય જો પાસે તોતે રમણીય, સુખદ ખરૂં;
　　પ્રિયવણુ બાગ મહાલય, ખાવા ધાતું ઉજડ જણાય નર્યું.

( આગળ ચાલતાં એક ઝાડ જોઈને )

( મનહર છંદ. )

અહો ઝાડ ! તું ઉંચું ને, જેવું છે ઘણું વિશાળ,
તેવા ઉંચા મનવાળા, બુદ્ધિના વિશાલ છે;
જીવ લે આરામ જયમ, તારીપર, છાયા નીચે,
કોટી જીવ પાળનારા જે પૂરા કૃપાલ છે;
અવગુણ કરે તોય તેને તું તો ગુણ કરે,
એવા તારા ગુણ જેવા જેના ગુણ ફાલ છે;
ચારે દિશા જોઈ કરી કૃપા કરી કે' તું મુને,
એવા નળપતિ દીઠા ? જે ઘણા દયાળ છે.

ખરી વાત, તું ઉત્તર શાનો આપે ?

( ગીતિ. ) વિષમ અવસ્થા થાતાં, સ્નેહી પણ શત્રુની ગરજ સારે,
અવરની કથા શી કે'વી, નીચ ગણીને ન કોઈ ગણકારે.

( અખડાઈ પડતી, પણ મુખે નળનો જાપ જપતી આગળ જાયછે. )

## प्रवेश ४ थो.

### સ્થલ, એક ઋષિનો આશ્રમ.

**દમયંતી.**— ( પ્રવેશ કરીને ) અહો ! ઉત્તર દિશા ભણીથી મધુર અવાજ આવતો સંભળાયછે. વળી, આ સ્થાન ઘણું રમણીય દેખાયછે અહિ મારા પ્રાણપતિ હોય તો આહા ! મને કેટલો બધો આનંદ થાય ? ( આશ્રમમાં પ્રવેશ કરીને ) અહો, મહાત્માઓ, હું સર્વેને વંદન કરૂંછું અહિ નળ રાજા છે ! ( આશ્ચર્ય પામી બધા દમયંતીની આસપાસ વિંટાઈ વળેછે. )

**ઋષિ.**—कल्याणमस्तु.

**ઋષિપત્ની.**—शुभं भवतु.

**ઋષિકન્યા.**—બેહેન, તમે ભલે પધાર્યાં. માતા ! આ બાઈ ઘણાં ભલાં દેખાયછે. એ મારી પાસે રેહે તો મને બહુ ગમે.

**દમયંતી.**—ધર્માત્માઓ ! વિધાત્રિયે મને આપને શરણે મોકલીછે. મારા જેવી ભાગ્યહીણ આ જગતમાં ઘણી થોડી હશે. મહાત્મા, આપે ઉત્તર આપ્યો નહિ તેથી એમ જણાયછે કે મારા પતિ અહિ પણ નથી.

**ઋષિ.**—ત્યારે બાઇ, તમે ધર્માત્મા નળ રાજાનાં પત્ની થાઓ ?

**દમયંતી.**—હા, મહાત્મા, ત્યારે શું આપ એમને ઓળખોછો, આપે એમને જોયા છે ?

**ઋષિ.**—બાઈ, અમે જોયા નથી, પણ એમની કીર્તિ સાંભળી છે.

**ઋષિપત્ની.**—આવા ધર્માત્મા અને પરાક્રમી નળ રાજાની રાણી છતાં આપની આવી સ્થિતિ શાથી થઈ ?

**દમયંતી.**—માતા, મારી કર્મકથા ઘણી લાંબી છે, પણ સારાંશ એ છે, કે, દ્યૂત રમતાં રાજ્ય ગયું અને અમે દેશવટો પામ્યાં તેમાં રઝળતાં વિખુટાં પડ્યાં.

**ઋષિપત્ની.**—પતિનાથી વિખુટાં પડવાજેવું પત્નીને બીજું એકે દુઃખ નથી.

**ઋષિ.**—અરે, ત્યારે એમ થયું ?

**ઋષિપત્ની.**—બ્હેન, તમારૂં વસ્ત્ર અર્ધું કેમ છે ?

**દમયંતી.**—( ત્રાસથી કંપીને ) માતા, મારી નીચે ડબાયલું અર્ધું વસ્ત્ર કાપીને મારા પ્રાણનાથ મને સૂતી મૂકીને જતા રહ્યા.

**ઋષિ.**—હેં, એવું પાપ—

**દમયંતી.**—ધર્માત્મા, મારા પતિને રખેને શાપ દેતા. મારાં પુણ્ય કર્મનો ક્ષય થવાથી એમ બન્યું, એમાં મારા પ્રાણનાથનો કશો દોષ નથી.

**ઋષિપત્ની.**—બાપુ ! તારાથી જાણે અજાણે કાંઈ અપરાધ તો નથી થઈ ગયો ? ગુણી પુરૂષો વિના વાંકે સ્ત્રીનો ત્યાગ કરતા નથી.

**દમયંતી.**—મેં કશો અપરાધ કર્યો નથી, પણ શંકા ઉત્પન્ન થવા જેવું બન્યું છે. અહો મહાત્માઓ, હજી લગણ પણ મારા પતિ મારા ઉપર રોષે હશે ? હું હતભાગ્યણી આખું વન ફરી, પણ મારા પતિના સમાચાર મને કોઇયે કહ્યા નહિ. હવે હું શું કરૂં, ને ક્યાં જાઉં તો મને મારા પ્રાણનાથનો મેળાપ થાય ?

**ઋષિપત્ની.**—બાપુ, તું અકળામાં, ન્હાઈ ધોઈને જરા ખાઈ લે એટલે તારા જીવને સાતા વળશે.

**દમયંતી.**—માતા, હું તમારો આભાર માનું છું, પણ મારે નથી ખાવું, મારા પ્રાણનાથ ભૂખે ટળવળતા હોય ને મારે ગળે કેમ ઉતરે ?

**ઋષિ.**—બેહેન, તું એમ કરીશ તો તારા પ્રાણ રેહેશે નહિ. તને તારા પતિનો મેળો થશે, એવો મારો આશીર્વાદ છે.

**દમયંતી.**—હું આપનો આશીર્વાદ મસ્તક ચડાવુંછું.

**ઋષિપત્ની**—આવ, બેહેન, જરા ખાઈ લે.

**દમયંતી.**—મહાત્માઓનું વચન ઉલંઘન કરવામાં દોષ છે માટે ઉપકાર સાથે આપનું કેહેવું હું માન્ય કરૂંછું. ( તેમની સાથે અંદર જાયછે. અને થોડી વારે પાછી આવેછે તો આશ્રમ દેખતી નથી એટલે )

અરે, આ શો ચમત્કાર ! આ તે ખરી વાત કે સ્વપ્ન ! મારૂં શુભ થવાનું આ સૂચન હોય એમ જણાયછે. ( ચાલતાં અશોકના ઝાડને જોઈને ) અહો, અશોક !

( ગીતિ. ) શોક મટાડે મારો, તો તો તારૂં અશોક નામ ખરૂં,
મુજને અશોક થાતાં તુજ મહિમા વાધશે વડો, ઉચરૂં.

( આગળ ચાલવા માંડેછે. )

## प्रवेश ५ मो.

### સ્થલ, એક નદિનો કિનારો.

### યાત્રાને અર્થે જતો સંઘ ગાતાં ગાતાં પ્રવેશ કરેછે.

( કાફીનો તીલાનો. )

**સાથે.**— ભજન સજન સૌ કરો, સમજ લઈ.
ખોટું તો આચરવે ડરો, સમજ લઈ.

**એકજન.**—જમ ચાર, આણે હાર, જોઈ થાઉં થરરરરરરર.

**બીજો.**— લે રે ઓ, લે રે લેરે, મુવો હું અરરરરરરર !

**ત્રીજો.**— અરે શાને બીહો બધાં, બીહો બધા, બધા ગધા. ભજન૦

**ચોથો.**— ભાવની ભક્તિ, પાપજ હરતી, ચોખું કરતી ચીત,
જ્ઞાન શુદ્ધ થાય એથી, એમાં ખરૂં તારૂં હીત.

**સાથે.**— ભલા સમજ લઈ, ભજન સજન સૌ કરો.

( પડાવ નાંખેછે, પોતપોતાની સોઈમાં રોકાયછે. )

**દમયંતી.**—( એક ખુણે પ્રવેશ કરીને ) અહો, આ તો નવાઈની વાત! આવા ઘોર વનમાં માણસોનો સમૂહ ક્યાંથી આવ્યો હશે ? ( જરા આગળ

વધીને ) આ તો અહિ મોટો સંઘ પડેલો દેખાયછે. ( લોક તેની આસપાસ વિંટાઈ વળેછે. )

**એક સ્ત્રી.**—અરે, આ તો વનદેવી હોય એમ લાગેછે!

**બીજી સ્ત્રી.**—નહિ, નહિ, જોની એના સામું. કોઈ રાક્ષસી તો છે.

**એક ન્હાની છોકરી.**—મા, એને દેખીને મને તો બીક લાગેછે. હીંડ, આપણે આપણા તંબુમાં જઈયે; ભાઈ રડતો હશે.

**દમયંતી.**—બેહેનો, તમે કોઈ ગભરાશો નહિ, હું મનુષ્ય પ્રાણી છું. તમે આ વનમાં કોઈ ભમતો પુરૂષ દીઠો છે ?

**ત્રીજી સ્ત્રી.**—નારે, બાઈ, અમે કાંઈ જાણતાં નથી, પણ પેલા બેઠા છે તે અમારા સંઘવી છે. પૂછો, તેમને.

**ચોથી સ્ત્રી.**—બાઈ, એમનું નામ શુચિ છે. ચાલો હું એમની પાસે લઈ જાઉં; એમને જે પૂછવું હોય તે પૂછો ( જરા આગળ જાયછે એટલામાં શુચિ ધશી આવેછે.

**શુચિ.**—બેહેન, તમે કોણ છો ?

**દમયંતી.**—હું એક ગરીબ સ્ત્રી છું, આપે મારા પતિ દીઠા છે અથવા કોઈ દુઃખી પુરૂષ આપના જોવામાં આવ્યો છે ?

**શુચિ.**—બાઇ, આ જંગલમાં માણસનો સંચારજ નથી તો પછી કોઈ પુરૂષ અમને કયાંથી મળી શકે ? મને તો નવાઈ લાગે છે, કે તમે આટલે સુધી કેમ આવી શક્યાં !

**એક સ્ત્રી.**—અરે ! જવા દો એની સાથે વાત કરવી, એ તો કોઈ પિશાચણી હશે. અહિયાં માણસ કયાંથી ?

**દમયંતી.**—બાઈ, તમને સ્ત્રી જાતનું અભિમાન નથી ? મેં કહ્યું નહિ, કે હું મનુષ્ય છું.

**શુચિ.**—કોઈ દુઃખી સ્ત્રી હશે, તેથી એના દેદાર આવા થઈ ગયા હશે, તમે કોઇ એનો કેડો લેશો નહિ.

**દમયંતી.**—ભાઇ, હું ખરેખરી દુખિયણ છું. મારા પતિનાથી વિખુટી પડી છું, તેથી મારી સ્થિતિ આવી થઈ ગઇ છે. બાપુ, તમે કોણ છો, અને ક્યાં જાઓછો ?

**શુચિ.**—( ઉત્તર દેતાં લોકો અટકાવેછે. ) અમારામાંથી કેટલાક વ્યાપારી છે, અને કેટલાંક યાત્રાનેઅર્થે નીકળ્યાં છે. અમે ચેદિદેશના રાજધાની નગરમાં જઇયે છિયે.

**દમયંતી.**—ત્યારે તમે મને તમારા સંઘમાં આવવા દેશો ?

**શુચિ.**—હા, બાઈ, એમાં અમને શો ભાર પડવાનો છે.

**દમયંતી.**—ભાઈ, હું તમારો અંતઃકરણથી આભાર માનું છું.

**એક માણસ.**—જો જો હાં, એમાંથી કાંઇ વિઘ્ન થયા વિના રેહેવાનું નથી. કેમ કમળા, ખરૂં કે નહિ ?

**કમળા.**—મને તો એમ લાગેછે, પણ ધણીને સુઝ્યું તે ઢાંકણીમાં.

**શુચિ.**—બેહેન, કરો પણે તમે ઢાળો. ( દાસને ) અલા સાંભળ્યું ? આ બાઇને ખાવા, પીવા જે જોઈયે તે આપ, અને પેલા ઝાડ નીચે ગોદડું નાંખી દે, કે જરા આરામ લે. ( દમયંતીને ) બાઈ, જાઓ તમે એની સાથે બે ઘડી પછી આપણે ઉપડી જવાનું છે.

**દમયંતી.**—બહુ સારૂં ભાઈ. ( જાયછે. )

**નેપથ્યમાં.**—માર્યોરે ! માર્યોરે !

**કમળા.**—( છળીને ) પેલી ડાકણે કોઇનો હડિયો બડિયો ચૂશી ખાધો કે શું ? ( બધાં ગભરાયછે. )

**બીજો માણસ.**—નાસો, નાસો, ( શ્વાસ ભરયો પ્રવેશ કરીને ) શુચિ, શુચિ, હાથીનું એક જૂથ આપણા હાથીની પછવાડે દોડ્યું ( શ્વાસ ખાયછે ) દોડ્યું આવેછે. મને હુંડમાં ઘાલીને એક હાથી ઝાપટી નાંખત, પણ ઝાડની ઓથે ભરાઇ ગયો. ( બધાં લુગડાં પોટકાં સંભાળી નાસવાની તૈયારી કરેછે તેવામાં સંઘના હાથી પછવાડે ધાતા વનના હાથીનું જૂથ આવી પોહોંચેછે. અને સંઘમાં ભંગાણ પાડેછે. જેનાથી નસાય તેમ નાસેછે. )

**કમળા.**— અલી નંદા, શું જોઈને હજી પડી રહીછું ? ઉઠ ? પેલી કૃત્યકા માણુસનો દેહ ધરીને આવીછે તેનાં પગલાંથી સત્યાનાશ વળી ગયું. ( નાસેછે. )

**નંદા.**— એ પાપણીના પાપથી એમ થયું. ( નાસેછે. )

**દમયંતી.**— ( ગભરાતી ગભરાતી ) અરે, આ શો કોપ ! બનાવ એવો બન્યો કે મારાં પગલાં વગોવાયાં. ( સંઘનાં માણસ નાસતાં હતાં તેના ભેગી નાસવા માંડેછે. )

**લોકો.**—મારો, મારો, એ ભૂતડીને (તેને મારી કાહાડતાં નાસેછે. હાથિયો પણ કચ્ચરઘાણ વાળતા સંઘના હાથીની સાથે લડતા જાયછે.)

**દમયંતી.**—(પાછી ફરીને) અરે, છેવટે મારી જાત વગોવાઇ, પિશાચિની ઠરી. ધિઃકાર છે આ જીવતરને. હાથીના યુદ્ધમાં બીજાં ચગદાઈ મુવાં તેમાં મારો પણ અંત આવ્યો હોત તો આ દુઃખમાંથી છૂટત, પણ હજી કોણ જાણે શુંએ માથે આવી પડવાનું હશે એટલે મરાય ક્યાંથી? વૃદ્ધનાં વચન મને સાંભરેછે—"આયુષ્ય ખૂટ્યા વિના મરાતું નથી" એ ખરૂં છે. અરે, હું તે કિયા પાપથી આ દુઃખ પામતી હઇશ? મારાં કિયાં ઘોર કર્મનાં આ ફળ હશે, કે જ્યાં જાઉંછું ત્યાં ચપટ થાયછે? મારો દેહ ધરીને મનસા, વાચા, કે કર્મણા, મેં કોઈનું કાંઈ પણ ખોટું કર્યું સાંભરતું નથી, આ તો પેલા ભવનાં પાપ ફૂટી નીકળ્યાં. બાકી મેં બાળભાવમાં પણ જરા પાપ કર્યું નથી. વારૂ, દેવને મૂકીને હું નળનાથને વરી, તેથી દેવ તો દુઃખ પાડતા નહિ હોય? (વિલાપ કરતી ચાલવા માંડેછે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થલ, ચૈદ્યપુરમાં દરબારની અગાશી.

### ભાનુમતી રાણી, સુનંદા રાજકુમારી.

**સુનંદા.**—માતા, મને એ દાસી ગમતી નથી. હું તો એને મારી પાસે નહિ રાખું.

**ભાનુમતી.**—કુમારી, સારામાં સારી, અને ભલામાં ભલી જોઈને તને સોંપી તોય તારી નજરમાં આવી નહિ એ શું?

**નેપથ્યમાં.**—હુરિયો, હુરિયો! ગાંડી, ગાંડી!

**સુનંદા.**—માતા સાંભળ્યું? મેં હવણાંજ મારી દાસીને નીચે મોકલી છે, એટલામાં છોકરાંએ એનો હુરિયો કર્યો હોય એમ જણાયછે.

**ભાનુમતી.**—એ તો છોકરાં રમતાં હશે, એમ કરીને તું તારી દાસીને હલકી પાડ નહિ. સેવકજનને આપણે હલકાં પાડિયે તો પછી તેમનો વક્કર બંધાય નહિ. ઉલાવીને કામ લઈયે તો આદરથી કરે.

**મેહેલની નીચે દમયંતી પ્રવેશ કરેછે. છોકરાં અને લોકોનું ટોળું તેની આસપાસ વિંટલાઇ વળેલું છે.**

**છોકરાં.**—હુરિયો, હુરિયો, ગાંડી, ગાંડી !

**સુનંદા.**—( અગાશીમાં દોડી આવીને ) માતા ! માતા ! આવો તો ખરાં, નીચે જોવાની મઝા થઈ છે.

**ભાનુમતી.**—( આવીને નીચે જોઈ ) અરે, આ છોકરાં બિચારી ગરીબ અબળાને કેમ સતાવતાં હશે ?

**છોકરાં.**—ગાંડી, ગાંડીને નાંખો ભાંડી; એને કંથે છાંડી, એવી એ છે ગાંડી ! ગાંડી ! ( તેના ઉપર કાંકરા, ઇંટો ને ધૂળ નાંખેછે. )

**દમયંતી.**—ભાઈ, બાપુ, છોકરાં, મને પજવો નહિ. મ્હોએથી જે કેહેવું હોય તે કોહો. પણ મને મારો નહિ. મારા ઉપર ધૂળ નાંખો નહિ. હે નાથ ! હે નાથ!

**છોકરાં.**—એ ઘેલીને ઘાલો નાથ. ઘેલી, ઘેલી, ઘેલી !

**સુનંદા.**—માતા, આ નગરનાં છોકરાં ડાહ્યાંને ગાંડાં બનાવે એવાં છે. બિચારી કોઈ દુઃખિયારી જણાયછે.

**ભાનુમતી.**—દાસી, દાસી, કોણ છે હાજર ?

**દાસી.**—( પ્રવેશ કરીને ) જી, હાજર છું.

**ભાનુમતી.**—જા તો નીચે, નાયકને લઇને પેલી બાઇને છોડાવી લાવ્ મારી પાસે. અમે નીચે આવિયે છિયે.

**દાસી.**—બહુ સારૂં બા સાહેબ. ( જાયછે. )

**દમયંતી.**—અહો, સ્વામી, સ્વામી.

**છોકરાં.**—સામી ! સામી ! એ છે નનામી, નનામી. ઓ ! ઓ ! નનામી. ( કાંકરાચાળી કરેછે. નાયક આવી છોડાવી જાયછે. )

**ભાનુમતી.**—( નીચે આવીને ) લોકો પણ કેવા છે ? તમાશો જોયાં કરેછે, અને આ ઉછાંછળાં છોકરાંને વારતા નથી.

**દમયંતી.**—( પ્રવેશ કરી, આંસુ સાથે નમીને ) આ નગરનાં છોકરાંએ મને અદમોઈ કરી નાંખી. આપે મને છોડાવી તેથી આપનો હું પાડ માનુંછું. મારા હૈયામાં ઉપકારનું ડબાણ થવાથી મારી દુખિયારી છાતી અમૂઝાયછે. ( રડેછે. )

**ભાનુમતી.**—વાદળાંમાં જેમ વીજળી, તેમ દુઃખમાં વિંટાયલી પણ અતિરૂપવતી તું કોણ છે?

**દમયંતી.**—માતા, હું દુઃખિયારી પણ કુલીન—(રડી જવાયછે.)

**સુનંદા.**—માતા, એ બિચારીની છાતી અમૂઝાઈ જવાથી બોલી શકતી નથી. અરે ભૂષણ વિના પણ એનું રૂપ માનવીના રૂપથી અધિક રાજે છે.

**ભાનુમતી.**—જો માનવી હોય તો ખરે કોઈ વિલક્ષણ છે. એનામાં તેજની પ્રભા દૈવિક દેખાયછે. મારો સ્વાભાવિક પ્રેમ એનાપ્રત્યે ઉછાળા મારેછે.

**દમયંતી.**—રૂડા મનુષ્યના મનમાં રૂડાજ વિચાર આવેછે. માતા, આપનો પ્રેમ મારા ઉપર જેમ ઉછળેછે, તેમ મારા મનમાં હવણાં જે ભાવ થાયછે તે જૂદા પ્રકારના છે. કોઈ દુખિયારી પોતાની માતાને ખોળે જઈ પડે અને તેને જેમ લાગે તેમ મને લાગેછે.

**ભાનુમતી.**—બાપુ, મને તું તારી માતા જેવી લેખજે, તને જેમ સુખ થશે એમ હું કરીશ; પણ એક વાર તું કેહે, તું કોણ છે. અને તારી આવી દશા કેમ થઈ?

**દમયંતી.**—હું કુલીન માબાપની પુત્રી અને કુલીન પતિની પત્ની છું. મારા હિણભાગ્યે કરીને મારા સ્વામીના મનમાં શંકા આવવાથી જે પરિણામ થયો તે મારામાં આપ દેખશો.

**સુનંદા.**—ગરીબ બિચારીને એના પતિએ તજી દીધી હશે.

**દમયંતી.**—એમ નહિ, પણ મારો વાંક ગણવાનું તેમને કારણ મળવાથી, અને 'છૂટી પડશે તો સુખી થશે,' એમ મનમાં આવવાથી મને ઉંઘતી મૂકીને મારા પતિ વનમાં કોણ જાણે ક્યાંય જતા રહ્યા. ઘણું અથડાતાં મારી આવી સ્થિતિ થઇ ગઈ, તો પણ તેમનો પત્તો લાગ્યો નહિ.

**ભાનુમતી.**—ત્યારે તારા સ્વામી તારી સાથે વનમાં હતા?

**દમયંતી.**—હા, માતા. અરે, હવણાં તે કોણ જાણે ક્યાંય હશે માતા, મારા સ્વામી અહિં આવ્યા હોય તો એમની ભાળ શી રીતે લાગે?

**ભાનુમતી.**—બાપુ, તું કહીશ તેમ આપણ શોધ કરાવીશું. હે કલ્યાણી, મારા દરબારમાં પોતાનું ઘર જાણીને તું સુખે રેહે.

**સુનંદા.**—માતાં, પેલી દાસી મને ગમતી નથી. આ બાઇ સમવયની મને ગમે એવી છે. એને મારી પાસે રેહેવા દેશો ?

**ભાનુમતી.**—હા, બેહેન, તારી સખી થઇને એ દેવરૂપિણી તારી પાસે રેહેશે, અને તારી દાસી છે તે તમારૂં બંનેનું કામ કરશે.

**દમયંતી.**—માતા, મારા સરખી દાસીને દાસી જોઈયે નહિ. હું આ બેહેનની સેવામાં સદા તત્પર રહીશ, પણ મારૂં એક કહ્યું આપ માન્ય રાખશો ? હું આપની કૃપાનો ઘણો લાભ લેવા જાઉંછું, પણ શું કરૂં, પેહેલેથી કાને નાખવું સારૂં છે.

**ભાનુમતી.**—હા, બાપુ, તું જે કહીશ તે માન્ય રાખવા જેવું હશે તો ના નહિ કહું, સુખે કેહે, ગભરાઇશ નહિ.

**દમયંતી.**—હે વીરપ્રજાયિનિ માતા ! હું દાસીને સ્થાને રહીશ, પણ મારા પતિ વિના કોઈનું છાંડેલું હું જમતી નથી, કોઈના પગ ધોતી નથી, મારા પતિના સમાચાર કેહેનાર કોઇ હોય તે વિના પરપુરૂષ સાથે હું ભાષણ કરતી નથી.

**ભાનુમતી.**—હે કલ્યાણી, તારા એ વ્રતમાં વિઘ્ન નહિ આવે.

**દમયંતી.**—કદિ કોઈ મારા ઉપર કુદૃષ્ટિ કરે તો તેને—

**ભાનુમતી.**—દેહાંત દંડની શિક્ષા કરાવું. એવિષે તું નિશ્ચિંત રેહેજે.

**દમયંતી.**—ત્યારે હું અહિ રેહેવાને રાજી છું.

**સુનંદા.**—બેહેન, ચાલ મારા મંદિરમાં, હવે આપણ બંને ગંમત કરીશું. ( જાયછે. )

---

# અંક ૪ થો.



## પ્રવેશ ૧ લો.

### સ્થલ, ચૈધનગરના રસ્તામાંનું એક વિશ્રામસ્થાન.

( ઝાડની ઘટાનીચે પાણી પાવાની એક પરબ છે પાસે કૂવો છે. )

**સુદેવ અને પર્ણાદ.**

**સુદેવ.**—ભાઈ પર્ણાદ ! ઠીક થયું જે તારો ભેટો થયો, કહે, તું ક્યાં ક્યાં જઈ આવ્યો ? એમાંથી કોઇની ભાળ મળી ?

**પર્ણાદ.**—ભાઈ સુદેવ ! હું ઉત્તર અને પૂર્વના ઘણા ખરા દેશમાં ભટક્યો, પણ કશો પત્તો હાથ લાગ્યો નહિ, ત્યારે હવે પશ્ચિમમાં જવાની ધારણા કરી છે. તું ક્યાં ક્યાં જઈ આવ્યો ?

**સુદેવ.**—વિદર્ભદેશથી નીકળીને આ ચેદિદેશમાં પ્રવેશ કર્યો તેટલામાં જે જે સ્થાન આવ્યાં તેટલાં બધાંમાં ઘણો શોધ કર્યો, પણ તે નિષ્ફળ ગયો. તારી આટલા દિવસ વાટ જોઇ ને તું આવ્યો નહિ એટલે વજ્રવતી રાણિયે ભીમક રાજાને કહ્યું, તેથી તેમણે મને મોકલ્યો, અને બીજાં માણસ દોડાવ્યાં છે તે તો જૂદાં.

**પર્ણાદ.**—ત્યારે મને લાગેછે, કે હજી લગણ ઇન્દ્રસેન કુમાર, પોતાનાં માતાપિતાને સંભાર્યાંજ કરતા હશે.

**સુદેવ.**—ભાઈ, માતાપિતાનો વિયોગ છોકરાંને કેવો ત્રાસદાયક છે, તે મેં ઈન્દ્રસેન અને ઇન્દ્રસેનાને થતા દુઃખથી જાણ્યું. બંને જણ સારી સારીને દૂબળાં થઇ ગયાં છે, તેમાં ઇન્દ્રસેન તો ચોભિલો થઇને કોઇ ન દેખે એવે ઠેકાણે, ડુસકાં ભરતો ડળક ડળક આંસુ પાડ્યાં કરેછે, અને હરતાં ફરતાં " માતા ! પિતા ! તમે ક્યાં છો, મને અહિ શું કરવાને મોકલી દીધો ? માતા, તેં મને બોલાવી લેવાને કેમ કોઈ મોકલ્યું નહિ ? " એમ એના મનશુ ને મનશુ બબડ્યાં કરેછે. કુમારનું દુઃખ જોઇને એમની દાદી બિચારી અર્ધી થઇ ગઇ છે. બૃહત્સેના દાસી પણ બાવરી બની ગઈ છે. કુમાર માતા માતા કરેછે, તે સાંભ-

ળીને એ બિચારીનું હૃદય ભરાઇ આવેછે, અને એક બીજાને ગળે વળગીને વિલાપ કરેછે.

**પર્ણાદ.**—અરે, પરમેશ્વર! મહાન રાજાઓને ઘેર જન્મ લઇને પણ આવું દુઃખ ભોગવવાનું છે? ભાઇ સુદેવ, મને મોકલવાનો વિચાર કર્યો તેને આગલે દાહાડે પલંગને ઓથે ઉભા રહીને કુમાર રડતા હતા, એવામાં ભીમક રાજા ત્યાં પધાર્યા, તેમણે પૂછ્યું કે, "બાપુ ઇન્દ્રસેન, તું અહિં શું કરેછે?" ત્યારે રડતાં રડતાં તેમણે કહ્યું કે, "દાદાજી, હું મારી માતાને ખોળુંછું, એ મને જડતી નથી. અરે, એ ક્યાં ગઈ હશે? મને એના વિના ગમતું નથી, ત્યારે એને મારા વિના કેમ ગમતું હશે? મારાથી રડાય છે ત્યારે એ નહિ રડતી હોય? દાદાજી! તમે મને મારી માતા બતાવોને?"

**સુદેવ.**—મને ખબર છે. હું પણ પાસેજ હતો. અરે, કુમારનાં આવાં વચન સાંભળીને રાજાજીનું કેટલું બધું હૃદય ભરાઈ આવ્યું, અને કુમારને છાતી સરસ્યો ચાંપીને કેટલું બધું રડવા માંડયું?

**પર્ણાદ.**—અરે, આપણાં કાળજાં વિંછળાઈ જાયછે તો તેનાં સગાંવાહાલાંને થાય એમાં નવાઇ નથી.

**સુદેવ.**—નળરાજા વનમાં ગયા ત્યાંર પછી હું શોધતો, ભટકતો ભટકતો વિદર્ભદેશમાં ગયો, તે દાહાડાથી તે આજલગી એ છોકરાં જરા પણ ઠર્યાં નથી. ભાઈ, અહિંથી પાસે ચૈદનગર છે ત્યાં ચાલ આપણ બે જઇયે. ત્યાં પત્તો લાગે નહિ તો તું પછી પશ્ચિમ ભણી જજે.

( બંને જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, ચૈદિરાજનો દરબાર, ન્હાવાની જગ્યા.

**દમયંતી.**—( ચોટલો છૂટો, ફાળાં વસ્ત્ર છે. ઠાકરો ખાતો પ્રવેશ કરેછે તેથી ન્હવાનું પાણીવાસણ હાથમાં છે તે છલકાયછે ) જેની સેવામાં રહ્યાં તેનું કામ મન રાખીને કરવું જોઈયે એ વાત ખરી, પણ મારાથી ઘણી ચૂકો થઈ જાયછે, અને હું બહુ ઠપકામાં આવુંછું; આવું એમાં નવાઇ નથી.

( દુહા ) મન મારૂં મુજમાં નથી, છે મુજ પિયુની પાસ,<br>
તો મનવિના શું કરી શકું? મન ઠેકાણે ત્રાસ.

મન મારૂં બહુ બાવરૂં, પળ પળ પલટે વાસ,
પળમાં પિયુશું જઈ મળે, પળમાં બાળક પાસ.

તમે ક્યાં હશો, મારા પ્રાણાધાર !

**સુનંદા.**—(પ્રવેશ કરીને) દાસી, આ શું ? તું ઘેલી થઈ છે કે શું ? જ્યારે ને ત્યારે પ્રાણાધાર પ્રાણપતિના પોકાર શું કર્યાં કરેછે ? કેમ, અંગોળ કરવાની બધી તૈયારી કરી છે ?

**દમયંતી.**—હા, પ્રાણ— અરે— બા સાહેબ.

**સુનંદા.**—(પોતાના ગળામાંથી હાર કાહાડીને) દાસી, લે આ હાર, રાખ તારી પાસે, અંગોળ કરી રહું ત્યારે આપજે મને.

(દમયંતી હાર ઝાલી ઉભી રેહેછે. સુનંદા પાસેની ઓરડીમાં ન્હાવા જાયછે. થોડી વાર થયા પછી) દાસી, આમ કામ કરીશ તો તારે મારે નહિ બને. મર્દન કરવાની સુગંધી ક્યાં છે ? આજે પણ કાલની પેઠે ભૂલી ગઈ કે ? લાવ વેહેલી, અને કર મારે શરીરે મર્દન.

(દમયંતી પોતાની પાસેનો હાર દેહલે ભરવીને તાકામાં સુગંધીનો ડાબલો હતો તે લઈને ઓરડામાં જાયછે.)

**કલિ.**—(ઉપરથી અદશ્ય પ્રવેશ કરીને) નળનામાં મનની નબળાઈ વધવાથી હું તેનામાં રહી શકતો હતો, પણ હવણાં તો હું બળ્યો બળ્યો થાઉંછું. પેલા કર્કોટકનું સત્યાનાશ જજો. તેમ વળી આ દમયંતી પાસે પણ હું આવી શકતો નથી. અમૃતની પછવાડે તેનું રક્ષણ કરવાને જેમ અગ્નિની ચમત્કારિક વાડ છે, તેમ એના પતિવ્રતપણાની પ્રભા એની આસપાસ અગ્નિનો કોટ કરી મૂકેછે; તેની વચ્ચે મારાથી તો પ્રવેશ થતો નથી, પણ વેગળાં રહીને જે પજવણી થાય તે તો કરૂં ? અહિયાં એ ઠરીને બેસે એ ઠીક નહિ. માટે લાવ આ હાર લઉં, અને કેવી રમુઝ થાયછે તે જોઉં. (હાર ગળામાં નાંખી રાજી થતો જાયછે.)

**સુનંદા.**—દાસી, અંગુછો ક્યાં છે ?

**દમયંતી.**—(બાહાર નીકળતાં નીકળતાં) લાવી બા સાહેબ. (ખાટિયે અંગુછો હતો તે લેઈને આપેછે.)

**સુનંદા.**—(બાહાર આવીને) દાસી, લાવ હવે મારો હાર.

**દમયંતી.**—( ટોહ્લે ભરવેલો લેવા જાયછે. ) અરે, અહિંથી હાર ક્યાં ગયો ?

**સુનંદા.**—શું હાર નથી ?

**દમયંતી.**—ના, બા સાહેબ, સુગંધીનો ડાબલો લેતી વેળાએ મેં આ ટોહ્લે ભરવ્યો હતો.

**સુનંદા.**—આગળનાં બારણાં બંધ છે; અહિયાં બીજું કોઈ છે નહિ ને એટલી વારમાં હાર ક્યાં ગયો ?

**દમયંતી.**—( આગળ પાછળ શોધ્યા પછી ) આ તો ટોહ્લો ગળી ગયા જેવું થયું !

**સુનંદા.**—ખરી વાત, કામની પૂરી છૂટ નહિ, વિસરાળ જોઇયે તો પારવતી, અને બીજા આવા અવગુણ.

**દમયંતી.**—( મ્હો ચઢાવીને ) મારામાં શા અવગુણ દીઠા ? બા સાહેબ, મારા ઉપર આળ ચઢાવા જેવું આપનું બોલવું થાયછે.

**સુનંદા.**—ચોરીને વળી શિરજોરી. આળ આવ્યા વિના ધણિયે તજી હશે ? અવગુણ ઢાંક્યો રેહે નહિ.

**દમયંતી.**—બાપુ, મને મેણાં મારીને આપ શું કરવાને બાળોછો ? મેં હાર મારી પાસે રાખ્યો નથી.

**સુનંદા.**—ત્યારે જાય ક્યાં ?

**દમયંતી.**—હાર મેં મૂક્યો હતો ત્યાં નથી, એ વિના બીજું હું શું કહું ?

**સુનંદા.**—એમ છૂટી પડયે નહિ ચાલે. ( આગળ જઇને બારણાં ઉઘાડી ) કોણ છે અહિં ? માતાને મોકલો તો.

**દમયંતી.**—આ દુઃખ હું કોના આગળ કહું, અરે, હું હવે શો ઉત્તર આપીશ ?

**સુનંદા.**—વેળા ઘણી છે, ગોઠવી રાખ્યો ઉત્તર.

**દમયંતી.**—ચોખીલી છું, જેમ ઘટે તેમ કોહો.

**ભાનુમતી પ્રવેશ કરેછે.**

**સુનંદા.**—માતાજી, ન્હાતી વેળાએ મેં મારો હાર આ દાસીને આપ્યો.

**દમયંતી.**—ને મેં આ ટોઠ્ઠે ભરવ્યો, ત્યાંથી અલોપ થઇ ગયો.

**ભાનુમતી.**—આશ્ચર્યની વાત ! હંજે, તું નિર્દોષની મૂર્તિ છે, તેમ સુનંદા પોતે પોતાનો હાર સંતાડે નહિ; ત્યારે શું સમજવું ?

**દમયંતી.**—મારા ક્રૂરભાગ્યની આ પણ એક સતાવણી, બીજું શું ?

**ભાનુમતી.**—સરખે સરખાંમાં જો કાંઈ હાસ્ય કર્યું હોય, તો હવે આપો સુનંદાને એનો હાર.

**દમયંતી.**—માતાજી, મેં હાસ્ય નથી કર્યું વળી, મારા ઉપર શંકા આવતી હોય તો સૂર્યની સાક્ષીથી કહુંછું કે હું નિર્દોષ છું.

**ભાનુમતી.**—હાર સરખી તુચ્છ વસ્તુને માટે આ આગ્રહ નથી, પણ દરબારમાંથી આ પ્રમાણે જાય એ વાત મહારાજ સાંખી રેહે એમ નથી.

**દમયંતી.**—મારા ક્રૂર ભાગ્યની જેવી કારીગરી હશે તેમ બનશે, બીજું શું કહું ? અરે પરમેશ્વર, હું કેવી સંકડામણમાં આવી ગઈ છું. અરે, આ પ્રમાણે મારી લાજ જવાની વેળા આવી ?

**સુનંદા.**—હાર આપો, એટલે કાંઈ જશે નહિ.

**ભાનુમતી.**—આનો નિવેડો કરવાની મને કાંઇ સત્તા નથી, તેમજ અમારા દેશના ધારા પ્રમાણે, હું રાજ્યની રાણી છું તોપણ ધર્માસનસ્થાનમાં જઇને મારે આ બનાવ મહારાજને કાને નાખવો પડશે.

**દમયંતી.**—જેમ કરવું ઘટિત તેમ કરો. (ત્રણે જાયછે.)

## प्रवेश ३ जो

**સ્થલ, ચેદિરાજનું ધર્માસનસ્થાન.**

**ચેદિરાજ ધર્માસન ઉપર બિરાજેલો છે. બીજા દરબારિયો પોત પોતાને સ્થાને બેઠા છે.**

**પ્રતિહાર.**—મહારાજાધિરાજ, ચેદિરાજનું રાજય અમર તપો.

**ચેદિરાજ.**—પ્રતિહાર !

**પ્રતિહાર.**—આજ્ઞા મહારાજ !

**ચેદિરાજ.**—જેઓને કાંઈ વિનતિ કરવાની હોય તેઓને એક પછી એક રજુ કર.

**પ્રતિહાર.**—બહુ સારૂ, મહારાજ ! (લોકો બેઠા હતા તેમના ભાગી જ-

થછે, એટલામાં દ્વારપાળ તેના કાનમાં કાંઈ કહી જાયછે, એટલે ) મહારાજ ! ભાનુમતીદેવી, સુનંદા કુમારી સહિત વિનતિ કરવાને બાહાર ઉભાં છે.

**ચેદિરાજ.**—દેવીને શી વિનતિ કરવાની હશે ? ચિન્તા નહિ. પ્રતિહાર, તેમને પ્રવેશ કરાવ.

**પ્રતિહાર.**—ઉત્તમ મહારાજ ! ( જાયછે. )

**ભાનુમતી, સુનંદા અને દમયંતી સાથે પ્રવેશ કરેછે.**

( દરબારિયો વગેરે ઊઠીને માન આપેછે. રાજાની પાસેના આસને દેવી બેસેછે અને સુનંદા તથા દમયંતી ધર્માસનની સામે ઉભાં રેહેછે. )

**ચેદિરાજ.**—દેવી ! તમારે શું કેહેવાનું છે ?

**ભાનુમતી.**—આર્યપુત્ર ! સુનંદા અને એની સહચરીને જે વિનતિ કરવાની હોય તે આપ સાંભળિયે. રાજ્યના ધારા પ્રમાણે મારે કાને વાત આવી તે આપને નિવેદન કરવાને તેમને લઈને હું આવી છું.

**કલિ.**—( ઉપર અદૃશ્ય પ્રવેશ કરીને ) જેના ઉપર ખાર હોય તેને દુઃખમાં જોવામાં પણ સુખ છે. વાહરે, સતીબાઇ, તમારી ફજેતીના વાવટા ઠીક ઉડયા દેખાયછે તો.

**ચેદિરાજ.**—દેવી, તમે ઘણું યોગ્ય કર્યું. ન્યાયના કામમાં કોઈ પ્રકારનો ભેદ રેહેવો જોઇયે નહિ. ન્યાયનું કામ પવિત્ર છે, અને તેને નિરંતર પવિત્ર રાખવા, રાજયની સાથે ગમે તે સત્તા અથવા સંબંધ ધરાવનારાની, અને પ્રજામાંહેલા સામાન્ય માણસની વચ્ચે કાંઈ પણ અંતર રેહેવું જોઇયે નહિ. બીજું કોઈ તો શું, પણ મારે પોતાનેજ વિષે ન્યાય થવાનો પ્રસંગ આવે, તો હું આ ધર્માસનની સામે ઉભો રહીને, મારા પોતાના દરબારિયોની આગળ, ખરી વાત હોય તે નિવેદન કરૂં; માટે સુનંદા, તું રાજકુમારી છે, અને આ સ્ત્રી તારી દાસી છે એ વાત ખરી, તોપણ અહિ ન્યાય કરવાને હું બેઠો છું, ત્યાં સુધી મારે મન તમે બંને મારી સમાન પ્રજા છો. જેનો ન્યાયપક્ષ હશે તેનોજ પક્ષ આ સ્થાને કરવામાં આવશે, માટે તમારા બંનેમાંથી જેને ન્યાય મેળવવાનો હોય તે પ્રથમ બોલો.

**સુનંદા.**—રાજપિતા ! હું સ્નાન કરવા બેઠી તે વેળાએ મારો

હાર મેં આ દાસીને આપ્યો, અને નાહાઈ ઉઠયા પછી પાછો માગ્યો ત્યારે ખોવાયલો જણાયો.

ચેદિરાજ.—દાસી, આ વિષે તું શું કેહેછે ?

દમયંતી.—રાજાજી ! રાજકુમારિયે મને હાર આપ્યો એ વાત ખરી, પણ એમણે સુગંધીનો ડાબલો માગ્યો તે આપવા સારૂં મેં હાર ટોલે ભરવ્યો અને ખપ પડયે જોયો. તો ત્યાં મળે નહિ.

ચેદિરાજ.—તમારા બે વિના બીજું કોઈ ત્યાં હતું, અથવા અંદર આવી શકે એવો સંભવ હતો, વા નીચે, ઉંચે પાકો શોધ કર્યો હતો ?

સુનંદા.—આગલાં બારણાં બંધ કરેલાં હતાં, અને અમારા બે વિના ત્રીજું કોઈ હતું નહિ. શોધ પણ પાકો કર્યો હતો.

ચેદિરાજ.—કેમ દાસી ! એમજ હતું.

દમયંતી.—હા રાજાજી.

ચેદિરાજ.—આશ્ચર્ય ! દાસી ! દોષમુક્ત થવાનું ત્યારે તારે શિર રેહેછે.

કલિ.—(સ્વગત) ઠીક સપડાઈ છે. એ ફાંશીને લાકડે લટકે તો મને ટાડક વળે.

દમયંતી.—રાજાજી ! જે દોષે મને આ સ્થિતિએ પોહોંચાડી છે, તે દોષ મને મુક્ત થવા દે એમ હોત તો મારે માથે ચોરીનો અપવાદ આવત નહિ.

લોકોનું ટોળું ન્યાય જોવાને પ્રવેશ કરેછે.

ચેદિરાજ.—દાસી, તારી મુખમુદ્રા ઉપરથી તું ખોટું કામ કરે એવી જણાતી નથી, તો પણ નિર્દોષ દેખાવરૂપી પડદામાં ભરાઇને દુરાચરણ કરનાર પરમેશ્વરની આપેલી પ્રસાદી વગોવે, તેવાને શિક્ષાએ પોહોંચાડવાનું પણ આ ધર્માસનનું કામ છે, માટે દોષ ઉપર દોષ મૂકી છૂટી પડાશે નહિ.

દમયંતી.—(હાથ જોડી ઘૂંટણ બેશીને) અહો પરમેશ્વર ! જગતના નિયંતા, ન્યાયના ચલાવનાર, સર્વવ્યાપક, મારા આકારમાં તારી આપેલી પ્રસાદી વગોવાયછે, તો હું જન્મી ત્યારથી તે આજસુધી, જાણે અથવા

અજાણે, કાંઇ પણ ખોટું કામ કરી, તારી અકૃપાને પાત્ર થઈ હોઉં, તો મારો આ નિર્દોષદર્શક આકાર, આ ધર્માસનની સમક્ષ, મારા પાપીના ઉપરથી ઉતારી લઈ, અરે, ફાડી, ચીરી, તોડી લઈ, મને એવી વિ-કાલ રાક્ષસી બનાવી દે, કે, તારી પ્રસાદીને લાંછન લાગે નહિ, અને મારા દેખાવ ઉપરથીજ હું પાપી છું એમ જગત જાણી લે.

**ચેદિરાજ.**—બાઈ, જો એમજ થતું હોત તો ન્યાયનો ગુચ-વારો મટી જાત; પણ એવી વાતો બોલમાંજ રેહેછે, અને ન્યાય ન્યા-યને માર્ગે થાયછે. અમારા રાજ્યના ધારા પ્રમાણે ચોરીનો અપરાધ ઘણો મ્હોટો ગણાયછે, અને તેની શિક્ષા પણ મ્હોટી છે.

**દમયંતી.**—અરે, છેવટે હું ચોરી કરનારી ઠરી, પણ હું તેવી નથી એ કોણે જાણ્યું ? અરે, મારી કકળતી આંતરડીથી, મારામાંથી નીક-ળતા ધિકધિકતા આહથી, અને મારા પીડાતા, અરે મારા છુંદાતા હૃદયથી, અતિશય સંતાપ પામી, મારૂં નિર્દોષપણું નિવેદન કરવાને, બળતાની મારી, બોલુંછું, કે, જે મને આ ધર્માસનની સામે, આ દર-બારિયોની સામે, અને અહિં મળેલી લોકોની ઠઠની સામે, અરે, એટલું-જ નહિ, પણ સકળ જગતની સામે, અને છેવટે, પવિત્ર ન્યાયની સામે, હલકી પાડવાને, ( કલિ જે અધર હતો તે ઠરીને ખરી જાયછે ) જૂઠી ઠરાવાને, દુ:ખી દુ:ખી કરવાને, તેમજ મારાં વાહાલાંથી મને વિખુટી પાડીને તેમના અને મારા અંતરમાં વિયોગની વેદનાના ભડકા સળગાવ-વાને કાવતરૂં કરતું હોય, તો, જેમ મારૂં કોમળ કાળજું હવણાં ફડફડેછે, તેમ તે પાપી, બાણથી ઘવાયલો પક્ષી ફડફડી પડે તેમ, મારા આ બળતાના શબ્દરૂપી બાણે ભેદાઇને આ ધર્માસનના ચરણ આગળ પૃથ્વીનું ભક્ષ થઈને પડજો, અને તમારો હાર જડજો.

**કલિ.**—સતી, સતી, ( એમ બૂમ પાડતો તેના પગ આગળ હાર નાખીને પડેછે અને ધરતીમાં ઉતરી જાયછે. રાજસભા આશ્ચર્ય પામેછે. )

બે પુરૂષો ધશીને પાસે આવેછે.

**ચેદિરાજ.**—અરે, આ તો ખરો ચમત્કાર, આ તો કોઇ સતી !

**સુદેવ.**—પર્ણાદ, એ તો એજ, એનો અવાજ દેવીના જેવોજ છે. ( એક બીજાની આંખે, આંખ મળતાં સંગાથે ) દેવી દમયંતી !

**દમયંતી.**—( સંભ્રાંથ ) આર્ય સુદેવ ! ભાઈ પર્ણાદ ! અરે, મારી આવી સંકટની વેળામાં તમારો આ પ્રમાણે ભેટો ? ( સુદેવને ) મારા પતિ ક્યાં છે ? પર્ણાદ. મારાં બાળક, અરે મારાં બાળકની ( રડેછે ) શી વલે છે ? ખરે, તે મારે માટે ટળવળી મરતાં હશે તેથીજ તું અહિ આવ્યો હઇશ. ( મૂર્છા પામેછે. )

**ભાનુમતી.**—કોણ, મારી દમયંતી, મારી બેહેનની કુંવરી ?

( તેની પાસે ધસી આવેછે. )

**સુનંદા.**—કોણ, મારી બેહેન ? અરે, મેં જેને દાસી ગણી તે મારી બેહેન ? ( ઉઠી આવેછે. )

**ચેદિરાજ.**—મહારાજ નળની પત્ની, સતી દમયંતી ? .( આગળ ધસી આવેછે અને દરબાર ખડો થાયછે. અને આશ્ચર્ય પામી માંહોમાંહે વાતો કરતા દમયંતીને જોયાં કરેછે. )

**ભાનુમતી.**—અરે, મેં આ પ્રમાણે તારી પાસે હલકું કામ કરાવીને માથે ચોરી ચડાવી, ધિઃકાર છે મને. ભાઈયો, એને મૂર્ચ્છા આવી છે માટે ચાલો અંદર લઈ જઇયે. ( લઈ જાયછે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થલ, અંતઃપુર.

**પલંગ ઉપર દમયંતીને સૂવારીછે, સુનંદા તેને વા ઢોળેછે, માથા આગળ ભાનુમતી બેઠીછે, નીચે એક બાજુએ પર્ણાદ બેઠોછે, અને બીજી બાજુએ સુદેવ બેઠો છે.**

**ભાનુમતી.**—મહારાજ નળની એવી વલે થઇ, અને કહિ પત્તો પણ લાગ્યો નહિ ?

**દમયંતી.**—( સચેત-થઈ ઉઠીને ) પત્તો ન લાગ્યો ? અરે, મારા જેવી કઠિણ કર્મવાળીને આ પલંગના વૈભવ શા ? ( નીચે બેસેછે ) આર્ય સુદેવ, તમે ક્યાંથી આવ્યા ?

**સુદેવ.**—મહાદેવી, તમે બે નગર છોડીને નીકળ્યાં ત્યાર પછી શોધ કરતો કરતો હું કુંડિનનગર જઇ પોહોંચ્યો.

**દમયંતી.**—( રડતાં રડતાં ) મારો ઈન્દ્રસેન ને મારી ઈન્દ્રસેના મારાવિના ટળવળતાં હશે તેથી મારી માતાએ—

**સુદેવ.**—હા, મહાદેવી, મને તમારો શોધ કરવા મોકલ્યો છે. તમે અકળાશો નહિ, હવે દુઃખની અવધિ આવી છે.

**ભાનુમતી.**—( દમયંતીનું માથું પોતાની છાતી સાથે ડાબીને ) બેટા, તું અકળાઈશ નહિ. મારાથી તારૂં દુઃખ નથી જોવાતું. મારૂં કાળજું બળે છે. અરે, મેં તને અજાણતાં— ( રડેછે )

**દમયંતી.**—મારી વાહાલી માસી, તમે અકળાશો નહિ. અહિ હું રહી તો ઉગરી છું, નહિ તો અટવાઇને મરી ગઈ હોત; પણ અરે, મારા નાથનું શું થયું હશે ? પર્ણાદ, મારા નાથનો કંઈ પત્તો, તું ક્યાંથી આવ્યો ?

**પર્ણાદ.**—બા, હું ઘણા દેશ ફર્યો, પણ હજી લગી નળમહારાજનો પત્તો લાગ્યો નથી. આજ પશ્ચિમમાં જતાં સુદેવ મળી ગયો તેની સાથે અહિ આવ્યો છું.

**દમયંતી.**—અરે ક્રૂર ભાગ્ય ! ત્યારે શું મારા પતિ હજી લગણ નિર્જન વનમાં અટવાતા હશે, અથવા શું થયું હશે ? પર્ણાદ ! જો વસ્તીમાં ગયા હશે તો પોતાની નીચી સ્થિતિ ઢાંકવાને તે છૂપા રહ્યા હશે; માટે તેમના જેવો કોઈ પણ પુરૂષ ગમે તેવે વેશે તેં જો જોયો હોય તો તું માંડીને વાત કેહે.

**પર્ણાદ.**—બા સાહેબ, કોઈ ઠેકાણે એવો પુરૂષ મેં જોયો નથી, પણ જ્યાં જ્યાં હું જતો ત્યાં ત્યાં નવાં માણસ આવ્યાં હોય તેનો શોધ કરતો, તેથી અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં છેવટે ગયો તો એક બાહુક નામનો પુરૂષ આવ્યાની ભાળ મળતાં હું તેની પાસે ગયો, પણ તે તો અતિ કદરૂપો, કાળો મેંશ જેવો, વિલક્ષણ સ્વભાવનો માણસ જણાયો.

**દમયંતી.**—મહારાજનું કાંઈ પણ ચિન્હ તેનામાં જોવામાં આવ્યું ?

**પર્ણાદ.**—એ તો કોઈ રાક્ષસ જેવો મને જણાયો, પણ ઉંડા દુઃખમાં નિશ્વાસ નાંખતો, રહીરહીને બબડતો; અને નજરમાં આવે ત્યારે એક ગીતિ બોલતો હતો.

**દમયંતી.**—એ ગીતિ તને સાંભરેછે ?

**પર્ણાદ.**—મને તેમાં ચમત્કાર લાગવાથી મેં સંભારી રાખી છે.

**દમયંતી.**—બોલ, તે ઝટ બોલ.

**પર્ણાદ.**—( સંભારીને )　　( ગીતિ. )

" તડફડતી ભૂખતરશે, તપસ્વિની થાકથી પિડિત થાતી;
ભાગ્યહીણુને ભજતી, કોની ઓથે રહી હશે જાતી ? "

**દમયંતી.**—ફરી બોલ, પર્ણાદ ફરી બોલ.

( પર્ણાદ ઉપરની ગીતિ ફરીને બોલેછે. )

**દમયંતી.**—મને બરાબર લાગું પડતું, મારા પતિનું વચન હોય એમ મને તો લાગેછે.

**ભાનુમતી.**—માસી, પણ પેલા અવતારની વેરવી માસીની ઓથે રહી.

**સુનંદા.**—પણ પર્ણાદ તો કેહેછે કે કાળો ને કદરૂપો કોઈ પુરૂષ હતો.

**પર્ણાદ.**—હા જી. એ તો કદિ નળ હોય નહિ, પણ એનું કેહેવું બાને બરાબર લાગું પડતું આવેછે, એ વાત મને હવે સમજાઈ. હું શું જાણું કે બા એમનાથી છૂટાં પડયાં હશે ? અમે તો જાણુતા હતા, કે, બે સંગાથે વનમાં નીકળ્યાં છે.

**દમયંતી.**—ઉપરના આકારની કશી વાત તું મને કહીશ નહિ, મારે તેની અગત્ય નથી, પણ તેના બોલ તને જે જે સાંભરતા હોય તે કેહે.

**પર્ણાદ.**—મારી પૂછપરછ ઉપરથી તે ગાંડી ગાંડી લવરી તો ઘણી કરવા લાગ્યો, પણ તેમાં મને તો કાંઈ ઠામ ઠેકાણું લાગેલું નહિ, તેથી તે ઉપર પૂરૂ લક્ષ પણ રહ્યું નથી; પણ તે રહી રહીને ગાતો હતો તેમાંનું કાંઈ કાંઈ સાંભરેછે.

**દમયંતી.**—તને જે સાંભરતું હોય તે કહી સંભળાવ. સંબંધ બેસતો આવેછે કે નહિ એ મારે જોવાનું છે. માર્મિક વચન જેને લાગું પડતાં હોય તેજ સમજી શકે.

**પર્ણાદ.**—" કુલીન સ્ત્રી કો કદિ દુઃખ પામે, ( સંભારીને )
સત્યે રહીને સ્વધર્મ પાળે. " પછીનું ભૂલી ગયો.

**દમયંતી.**—રેહે, મને લખવા દે. ( સુનંદા કાગળ ખડિયો ને લેખણ લાવી

આપછ. ) ભાઈ પર્ણાદ, બોલ તો ફરીને. ( પર્ણાદ ફરીને બોલેછ અને તે લખી લેછ ) વારૂ બીજું કાંઇ સાંભરેછે ?

**પર્ણાદ.**—( ગીતિ ) એ પક્ષી પકડોના, ૩. કપટ મુને ભાસેછે,

૨. જોડીખંડો નહિ તમે એની; ૪. મીન ભક્ષણથી ધરાયલી માટે.

**દમયંતી.**—ઠીક, " સ્વામીના મનમાં શંકા તો નહિ આવે " એવું મારા પવિત્ર મનમાં આવવું જોઈયે નહિ, અને આવ્યું, ને તેજ ક્ષણે ત્રાસ ઉપજ્યો તે ત્યારે ખરો પડયો.

**ભાનુમતી.**—કેમ બાપુ, એ વચન તને લાગું પડતાં છે કે શું ?

**દમયંતી.**—માસી, ગીતિના નિયમ પ્રમાણે પદ ગોઠવતાં, મને બરાબર લાગું પડતા અર્થની પૂર્ણ ગીતિ બનેછે. ( વાંચી સંભળાવે છે ) અરે, ત્યારે એજ કારણથી મને તજી ? વારૂ પછી.

**પર્ણાદ.**—( દુહો ) " વસ્ત્ર શસ્ત્ર કરી નાંખિયું, ઉડયો લઇ આકાશ,

હું પણ ઉડયો તજી પ્રિયા, ધિક મારો અવતાર."

**દમયંતી.**—માસી, બેહેન, સુદેવ, પર્ણાદ, હવે મારા મનમાં કાંઈ પણ શક રેહેતો નથી. એ વચન ખરેખરાં મારા પ્રાણપતિનાં છે. અરે, ત્યારે હું જેમ ધારતી હતી તેમ મને તજીને પશ્ચાત્તાપ કરી પોતાના અવતારને ધિઃકારોછો ? ત્યારે મારા ભાગ્યમાં આ પ્રમાણે આપને દુખી કરવાનું આવ્યું ? પતિ, મારા પ્રાણપતિ, તમે મારે માટે કોણ જાણે શાંય દુઃખ વેઠયાં હશે ?

**સુદેવ.**—મહાદેવી, કોઈ પક્ષી પકડવાને વસ્ત્ર નાંખ્યું હતું કે શું ?

**દમયંતી.**—હા આર્ય સુદેવ, મેં પ્રાણપતિને ઘણા વાર્‌યા. એ પક્ષી મને કારમો દેખાયો. જુવો આ ગીતિમાં ' એ પક્ષી પકડો ના ' વગેરે વચન છે તે મારાં છે. આ ચોથું પદ વાંચતાં હું રોમાંચિત થાઉંછું, અરે, એ ત્રાસદાયક છે. ' મીન ભક્ષણથી ધરાયલી માટે ' એ વચન મારા નાથના મનનું છે. તલાવમાંથી મીન લાવી મને આપ્યાં, તે સજીવન થઈ પાછાં પાણીમાં સરી પડયાં, તેથી મારા ઉપર ભક્ષણ કર્‌યાનો આરોપ આવ્યો. અરે ક્રૂરભાગ્ય, હું પાણીમાં કાં સરી ન પડી ? અરે, એમ થયું હોત તો મારા પ્રાણાધારના મનમાં મારે વિષે ખોટા વિચાર આવવાનો પ્રસંગ રેહેત નહિ.

**સુનંદા**.—આટલું બધું મળતાપણું આવતાં છતાં, વધારે તપાસ કર્યાવિના આવ્યો એવો કેવો તું.

**દમયંતી**.—બ્હેન, એને દોષ દઈશ નહિ. મારા પતિની ભાળ એનાથી મળી છે.

**પર્ણાદ**.—એના હાથનાં કોઈ બે બોર લે નહિ એવો દૈત્ય જેવો છે. છોકરાં એને દેખીને છળીને નાસતાં ફરેછે; તે નળ મહારાજ હશે એમ તમે પણ જુવો તો ના કોહો.

**દમયંતી**.—પણ, વારૂ; એ તે વિરૂપ પુરૂષનાં પોતાનાંજ વચન કે કોઈનાં કહેલાં એ સંભારીને બોલતો હતો ?

**પર્ણાદ**.—એના મનના થતા ભાવથી મને તો એનાં લાગ્યાં, પણ એ વિષેનો ખુલાસો મેં એને પૂછ્યો નથી.

**દમયંતી**.—ચિંતા નહિ, પર્ણાદ, તેં મારૂં બહુ કામ કર્યું છે. વારૂ, બીજા કોઈ એમના બોલ સાંભરેછે ?

**પર્ણાદ**.—એનું મન ઠેકાણે આવે ત્યારે પાંશરે પાંશરૂં બોલે તે થોડુંક મને સાંભરેછેઃ— (ચોપાઇ)

" કરી કોપ કદિ કંથજ તજે, વર નારી વર, વર, નિત ભજે;
પ્રાણપતિમાં પ્રાણજ ધરે, નિજ સદગુણના બળથી ફરે."

**દમયંતી**.—ઠેકાણે મન હોય ત્યારે મને મનને ઠેકાણે રાખી છે. કેવા ભલા ! પર્ણાદ, સંભારી કાહાડ કાંઈ. મને એમના શબ્દ અતિશય સુખ આપેછે. કઠોર હોય તો પણ તે મને કઠોર લગતા નથી.

**પર્ણાદ**.—બા, પણ હવે બીજો તો એકે નથી સાંભરતો, સાંભર્યો સાંભર્યો એક.

(ગીતિ) " અનલ બની બની બાળે, પણ કુળવધૂ તો અનલ ન મન લેખે;
અનલ ન થવું પણ થાતાં વિકૃત સ્થિતિ થઈ સહુ દેખે."

**દમયંતી**.—(ઉભી થઈને નાચતી નાચતી લખેલી ગીતિ ગાયછે.)

ના, મારા પ્રાણપતિ, મારા નળ ! હું કુળવધૂ છું, માટે તમને અનલ લેખતી નથી. મારા અંતઃકરણમાં તમારો નિરંતર વાસ છે, માટેજ મારા અંતઃકરણની વાત જાણી. તમે નલ તે અનલ થાઓ નહિ, અને

થયા તેથી તમારી વિકૃતસ્થિતિ થયેલી સૌ દેખેછે. પતિ, પ્રાણપતિ, જગત વિકૃત છો દેખે, પણ મારા મનમાં તો આપની જે છબી પ્રથમથી મારા અંતઃકરણમાં છપાઈ રહી છે તેવીજ બાહાર દેખુંછું, અને દેખીશ· બાઈ, પર્ણાદ, ઉઠ, નાશ, દોડ મારી સાથે. ( દોડી જાયછે. )

**ભાનુમતી.**—સુદેવ, પર્ણાદ, ઉઠો, ઝાલો એને, એ હર્ષઘેલી થઈ ગઇ. બાપુ દમયંતી, તું એમ ના કર. આપણે તેમને હવણાંજ અહિ બોલાવીશું. એમ જવાનો આપણો ધાટ નહિ, આપણી યોગ્યતા નહિ.

( સુદેવ અને પર્ણાદ તેને પાછી ઝાલી લાવેછે અને નીચે બેસારેછે. )

**દમયંતી.**—પતિની પાસે જવામાં પ્રિયાને નિર્મલ મનવિના બીજી કોઈ યોગ્યતાની અગત્ય રેહેતી નથી, માટે હું તો જઇશ, મને અટકાવો નહિ. અરે, વાર થશે તો હું ખોઈ બેશીશ. પર્ણાદ, તેં મારૂં આટલું કામ કર્યું, તો હવે પૂરૂં કર. મને મારા પતિનો ભેટો કરાવ, મારાથી એમનો વિયોગ નથી સેહેવાતો. અરે, મારા મનની બળતા મારૂં મન જાણેછે. માસી, હવે હું અહિ એક ઘડી ટકનાર નથી. હું જઇશ, હું નક્કી જઇશ, હવે નહિ રહું, અહો પ્રાણનાથ ! હું આ આવી.

( ફરીને દોડી જાયછે અને તેને પાછી લાવેછે. )

**ભાનુમતી.**—હવે હું શું કરૂં, મારી દમયંતી આમ ને આમ ગાંડી થઈ જશે તો પછી ?

**સુદેવ.**—તમે ગભરાશો નહી. ( દમયંતીને ) મહાદેવી, અમે નળ મહારાજને અહિ લઈ આવિયે તો પછી ?

**દમયંતી.**—આ જગતમાં મારૂં જે કાંઈ છે તે એ છે, એમનાથી આ મારો દેહ છે, એ જીવેછે તોજ હું જીવુંછું, અને મારામાં જીવ રહેલો તેથીજ એમને જીવતા જાણીને, મેં એમનાથી વિખુટી પડીને, મહાદુઃખના દાહાડા વિતાવ્યા છે. પણ હવે એમને હું ક્યારે જોઇશ ?

**સુદેવ.**—મહાદેવી, આપ એમને હવે વેહેલાં જોશો. આપ જાણોછો, કે એ અશ્વવિદ્યામાં કુશળ છે.

**પર્ણાદ.**—અરે, હવે મને સાંભર્યું. લોકો એમ કહેતા હતા, કે અશ્વવિદ્યામાં કુશળ છે માટે બાહુકને રાજાએ રાખ્યો છે. તે કોઈ દિવસ રથ હાંકતો નથી, પણ ઘણે આઘે, થોડી વારમાં જવું હોય, અને

બીજો સત્વર પોહોંચાડી દે એમ હોય નહિ, તો એમણે સારથી થઇને ઘોડા હાંકવાનો કરાર કર્‍યો છે.

**દમયંતી.**—એ બાહુક તેજ નળ, એમાં હવે કાંઇ શક છે ?

**ભાનુમતી.**—મારી પણ હવે ખાતરી થાયછે કે એ નળ હશે, તોપણ તારી પાસે બોલાવીને બધા પ્રકારની ખાતરી કરી લેવાને હવે શું કરવું તેનો આપણે સર્વેએ મળીને વિચાર કરવો.

**સુદેવ.**—મને સૂઝેછે તે હું કહુંછું, સાંભળો, ઘેર કુમાર ને કુમારી ટળવળેછે, માટે દમયંતી દેવીને લઇને આપણે કુંડિનનગર જઇયે, અને આ પર્ણાદ અહિથીજ અયોધ્યે જાય. બાહુક એકલો આવે કે ના આવે એ કાંઈ કહી શકાય નહિ, માટે પર્ણાદ ઋતુપર્ણ રાજાને જઇને કેહે, કે, આજે દમયંતી ફરીને સ્વયંવર કરેછે, માટે તમને ત્યાં નોતર્‍યા છે. એક દિવસમાં અયોધ્યેથી કુંડિનપુર નળવિના બીજો કોઇ પોહોંચાડી શકશે નહિ, અને બાહુકની મરજી નહિ હોય તોપણ આવવું પડશે.

**દમયંતી.**—મારો ફરીને સ્વયંવર ? આર્યસુદેવ તું શું કેહેછે !

**સુદેવ.**—આ તો બાહુકની પરીક્ષા કરવાની યુક્તિ છે, સ્વયંવર ક્યાં કરવો છે ?

**ભાનુમતી.**—હા, હા, સુદેવ, એ વાત મને ગોઠી. બધા પ્રકારની પરીક્ષા કર્‍યા વિના આવા કામમાં ઉતાવળ કરવામાં મૂર્ખાઈ ઠરે.

**દમયંતી.**—ઠીક, ત્યારે, પર્ણાદ ! એ નળ છે કે નહિ એની પ-રીક્ષા કરવાને માટે મારી વીતેલી વાતોની થોડીક કવિતા તને લખી આપુંછું તે ટેલ નાંખતાં નાંખતાં તારે બોલવી. બાહુક નળ હશે તો તેનો અર્થ સમજશે; માટે તારે તેની પ્રથમ ખાતરી કરી લેવી, અને તને એમ લાગે, કે એ નળ છે તોજ મારા સ્વયંવરની વાત ઋતુપર્ણ-ને કેહેવી.

**ભાનુમતી.**—એ ગોઠવણ બરાબર છે. સુનંદા, પર્ણાદને સારા વાહનનો બંદોબસ્ત કરાવી આપ, અને આ ભાણીને મારી બેહેનની પાસે લઇને હું પણ હવણાંજ જવા ધારૂંછું, માટે તારા પિતાને મારો વિચાર જણાવીને તૈયારી કરાવ.

**સુનંદા.**—માતા, હું પણ સંગાથે આવીશ, મેં મારી બેહેનને દાસી ગણીને ચાકરી કરાવી છે તેટલી ચાકરી હું એની ત્યાં કરીશ ત્યારે મારૂં મન માનશે. હું પણ મારી આજ્ઞા પિતાપાસેથી લઇશ.

**ભાનુમતી.**--બહુ સારૂં, જા.

( તે જાયછે અને તૈયારી કરી બધાં કુંડિનનગર જાયછે. )

# अंक ५ मो.

## प्रवेश १ लो.

**સ્થલ, અયોધ્યા નગરીમાં હયશાલાનો માર્ગ.**

**પર્ણાદ.**—( પ્રવેશ કરીને ટેલ નાંખેછે ) (છંદ હરિગીત. રાગ સેરનો. )

ધરણીતણા ધણી ધર્મધુરંધર છતાં મતિ આગ્રહે,
નવગુણી શુભેચ્છકતણું, કર કુટિલ પાસા તે ગ્રહે;
પછી થાય શો પરિણામ તે અનુભવી ઉત્તર આપશે,
નિર્દોષ પણ દોષિત ગણી તે પ્રિયાનું દુઃખ કાપશે.

**બાહુક.**—( એક બાજુએ પ્રવેશ કરીને સાંભળેછે. ) અરે, મને લાગું પડતું મારી પ્રિયાનું વચન હોય એમ મને લાગે છે.

**પર્ણાદ.**—અમૃત સ્રવે તે હાથથી મૃતમીન જીવી સરી પડે,
દુર્ભાગ્ય કોનું, જો પછી અપવાદ ભક્ષણનો ચડે ?
કાપી વસન સૂતી મૂકી તે સમય ક્યમ ના'વી દયા,
'જીવ જાય પણ તજું નહિ તને' એ વચનકયમ વિસરી ગયા ?
છો સ્નેહના સાગર તમે, કો' કઠિણ આવા કયમ થયા,
નહિ અનલ પણ બાળી પ્રિયા એકાન્તમાં ક્યમ જઇ રહ્યા ?
પતિ દીલમાં ગણી દોષ ને ધરી રોષ તેને જો તજે,
વનિતા અવરશું કરી શકે ? સહી વિષમદુઃખ પતિ પતિ ભજે.
ચડી ટેકરી કહ્યું ક્યાં જવા, તે જરૂર આપ જણાવજો;
મળ્યું રીંછ ત્યારે શું થયું; તે પણ વળી બધું કા'વજો.

રહ્યું પાસ અર્ધું વસ્ત્ર તે ઠીક સાચવીને લાવજે,
ઉત્તર શકો દઈ સર્વ આ તો, આપ વે'લા આવજે.

( બાહુક આશ્ચર્ય પામીને હાથમાં છાશ અને ઘેંશનું ત્રાંસળુ લઈને નાચતો નાચતો ગાયછે. )

બાહુક.— ( રાગ બાહુક )

રાજ્ય હારે બુદ્ધિ હારે, હારે હારે હારે,
મરેલું શું જીવે મીન ! ના રે ના રે ના રે;
સારા ને નઠારા માટે વસ્ત્ર કાપ્યું આ રે

( અર્ધું વસ્ત્ર વાળીને છાતી સરસ્યું ડબાવી રાખ્યું હતું તે કાહાડીને )

આ રે, આ રે, આ રે, આ રે, આરે, આ રે, આ રે.

( હાથમાં લઈને ઉછાળેછે. )

સ્નેહ ન ભૂલાય માટે છાતી સાથે રાખું,
" જા તું માને ઘેર " ચડી ટેકરી હું ભાખું;
એ જણે હરાવ્યું રીંછ હું ઉછાળી નાંખું,
એજ હું આપીને ઉત્તર છાશ ઘેંશ ચાખું.
છાશ ઘેંશ ચાખું હું તો છાશ ઘેંશ ચાખું.

( ખાતા ખાતા નાચેછે. સ્વગત ) મારી પ્રાણપ્રિયા મારી ધારણા પ્રમાણે મારાં વાહાલાં બાળક ભેગી જઈ બેઠી, એ ઠીક થયું. છેવટે એણે મારા અંતઃકરણની આજ્ઞા પાળી. આ બ્રાહ્મણ પ્રથમ ચરચા જોઈ ગયો હતો તેજ છે, અને ફરી મારી પ્રાણપ્રિયાનો સંદેશો લઇને આવ્યો છે, તેથી મારી પ્રિયાને લીધે એના ઉપર આદર આવેછે, તો પણ હવણાં તો હું સાંધ્રોમાંધો થાઉં, પણ એ શું શું કરેછે તેની તપાસ રાખતો રહીશ. ( જતા રહેછે. )

પર્ણાદ.—શો ગજબ, દમયંતી બાએ ધારેલાં તેજ ઉત્તર ! પણ આ તો ખરેખરો રાક્ષસ છે. હશે, આપણે શું કરિયે, એ નાશી ગયો તો હવે એને વધારે છેડવાની અગત્ય નથી. ખાતરી થઈ તો હવે હું ઋતુપર્ણ રાજાને જઇને સ્વયંવરનું કહું. ( જાયછે. )

## प्रवेश २ जो.

### સ્થલ, ઋતુપર્ણ રાજાનો દરબાર.

**ઋતુપર્ણ ધર્માસન ઉપર બેઠા છે. દરબારિયો બેઠા છે.**

**દ્વારપાળ.**—( આવીને પ્રતિહારના કાનમાં કાંઈ કેહેછે. )

**પ્રતિહાર.**—મહારાજ, બાહાર એક બ્રાહ્મણ આવ્યો છે તે આપને મળવા ઇચ્છેછે.

**ઋતુપર્ણ.**—તેને પ્રવેશ કરાવ.

**પ્રતિહાર પર્ણાદને લઈ આવેછે.**

**પર્ણાદ.**—कल्याणमस्तु.

**ઋતુપર્ણ.**—બ્રહ્મદેવ, શા કામે પધારવું થયું છે ?

**પર્ણાદ.**—મહારાજ, દમયંતીનો આજે સ્વયંવર છે, ત્યાં આપને તેડયા છે.

**ઋતુપર્ણ.**—આશ્ચર્ય, દમયંતિયે પોતાના સ્વયંવરમાં મારી સમક્ષ નળરાજાની કોટમાં વરમાળ આરોપી હતી, અને તમે આ શું કોહોછો !

**પર્ણાદ.**—એ વાત ખરી, પણ દ્યૂત રમતાં નળરાજા પોતાનું રાજ્ય ખોઈ બેઠા, અને વનમાં નીકળી પડયા, તેમાં દમયંતી છૂટાં પડેલાં પોતાના પિતાના કુંડિનપુરમાં સ્વયંવર કરેછે.

**ઋતુપર્ણ.**—હેં એમ છે ? ત્યારે તો દમયંતી નક્કી મને વરશે. વિદર્ભ દેશના કુંડિનનગરે જઈ પોહોંચું તો કામ થાયઃ ઠીક, ઠીક, પેલો બાહુક હવે મારે કામ આવશે. પ્રતિહાર, તેડાવ નવા અશ્વાધ્યક્ષને.

( પ્રતિહાર દ્વારપાળને આજ્ઞા કરેછે. )

પ્રતિહાર, જા, આ મહારાજને ભોજનશાળામાં ખુબ મિષ્ટાન્ન જમાડીને દક્ષિણામાં એક હજાર મોહોરો ભંડારી પાસે અપાવ.

**પ્રતિહાર.**—જેમ આજ્ઞા મહારાજ, ( બ્રાહ્મણને ) ચાલો, મારી સાથે.

**પર્ણાદ.**—( જતાં જતાં. ) સદા સુખી રોહો. રાજા, આપનું કલ્યાણ થાઓ. ( જાયછે. )

**બાહુક પ્રવેશ કરેછે.**

**ઋતુપર્ણ.**—ભાઈ બાહુક, તું ભલે આવ્યો, તું સુખી છેકની ?

બાહુક.—આવ્યો તો ખરો, પણ સુખ શું તે હું સમજતો નથી. કેમકે, છોકરાં જેમ મને જોઇ નાસેછે તેમ સુખ છોરૂં પણ મારાથી નાસતું ફરેછે. સર્વેને સારૂં ગમેછે. નઠારાનું બેલી કોઈ થતું નથી.

ઋતપર્ણ.—ભાઇ, આજે તારો ખરેખરો ખપ પડયો છે. દમયંતી કુંડિનનગરમાં સ્વયંવર કરેછે, ત્યાં મારે આજ ને આજ પોહોંચવુંછે. તારી આ પેહેલી નોકરી છે માટે જોઈયે તું કેવી બજાવેછે.

બાહુક.—( ખેદ જણાવીને સ્વગત. ) અરે, આ શું કેહેવાય ! પતિવ્રતા સારી નીકળી તો ! હશે મારે શું ! ( પ્રકાશ ) રાજા, એવી નોકરી બજાવતાં મને આવડતી નથી. હું તો ઢોલક બજાવી જાણુંછું.

( ઢોલક બજાવતો હોય એમ કરેછે. )

ઋતુપર્ણ.—તું એમ ના કેહે. તારા કરાર ઉપર નજર રાખીને તું ઉતાવળો રથ જોડી લાવ. રસ્તો ઘણો દૂર છે. વાર મારાથી વેઠાતી નથી.

બાહુક.—પણ રાજા, તું ભૂલેછે કેમ ? એનો સ્વયંવર તો એક વાર થઈ ગયો છે. બધા રાજાને તેડયા હતા ત્યારે શું તને નુતો તેડ્યો ?

ઋતુપર્ણ.—મને તેડયો હતો, પણ આ તો બીજી વાર સ્વયંવર કરેછે.

બાહુક.—એમ હોય નહિ; રાજા તું ઠગાયછે.

ઋતુપર્ણ.—ભાઈ, તું વાર ના કર, નળ રાજ્ય ખોઇને વનમાં જતા રહ્યા એટલે એ ફરી પરણનારી છે.

બાહુક.—જીવતો મૂકી બીજાને વરવાને ઉભી થઈ એના ઉપર તને વિશ્વાસ કેમ આવેછે ? રાજા, જે એકને ઠગે તે બીજાને ઠગે.

ઋતુપર્ણ.—એવીના હાથથી ઠગાવામાં પણ માન છે. બાહુક, જો હું લાગ ખોઇશ તો મેં મારો જન્મારો ખોયો એમ હું નિરંતર ગણીશ, માટે વાર ના કર, ઉતાવળો થા, એટલું કામ મારી ખાતર કર

બાહુક.—પેહેલી વાર એણે નળને ધારી રાખ્યો હતો, તેમ આ વેળાએ રસ્તે અથડાતાં કોઈ રાજાને ત્યાં રહી હશે તેને વરવાનો ઢોંગ લઈ બેઠી હશે, તો પછી તમારૂં શું વળશે ? માટે ખાલી માથાકૂટમાં શું કરવાને પડોછો ?

ઋતુપર્ણ.—પેહેલી વાર જો નળ હોત નહિ તો મને નક્કી પરણત

અરે, મને બરાબર સાંભરેછે. હાથમાં વરમાલ લઈને તેની સખી સરસ્વતીસાથે તે પ્રથમ મારી પાસે આવી. મેં તો જાણ્યું કે મારી કોટ પાવન થઇ, અને મારો જન્મારો સફળ થયો, કેમકે સરસ્વતિયે મારાં વખાણ સારાં કર્યાં હતાં.

**બાહુક.**—હેં કે ! ત્યારે તો તે વખાણ પણ તને સાંભરતાં હશે.

**ઋતુપર્ણ.**—અરે, મારા કાળજામાં તે કોરાઇ રહ્યાં છે. તે બોલી કે, " સખે દમયંતી, એના તેજસ્વી મુખરૂપી ચંદ્રની ચંદ્રિકાનો સ્વાદ ચકોરની જીભ ચાખી શકતી નથી, પણ તારા મુખને સ્પર્શ કરીને તારી આંખોરૂપી ચકોરને એ લાભ આપવાને તત્પર છે, માટે ચંચલ ચેત. "

**બાહુક.**—પ્રિ–( સ્વગત ) અરે, એ નામ કેવું વાહાલું લાગેછે ? ( પ્રકાશ ) દમયંતી લલચાઈ તો હશે !

**ઋતુપર્ણ.**—અરે, હાથ ઉંચો કરેલો નીચો કરી દીધો. પણ આ ફેરે તો મારા વિના બીજા કોઈને પરણે નહિ, માટે બીજી વાત જવા દે. મારાં વખાણ બીજાં ઘણાં કર્યાં હતાં, પણ તે બધું કેહેતાં વાર થાયછે. તારી મરજી હશે તો રથમાં બેઠા બેઠા હું કહીશ; કેમકે હવે એના વિના બીજી કશી વાત મને રૂચતી નથી.

**બાહુક.**—સ્ત્રિયોની લલુતા ડાહ્યા અને ગાંડા સરખી કરતા દેખાય છે. મારી પ્રિયા ઉપર હું રૂઠયો છું તોપણ તે મને વાહાલી લાગેછે; પણ જો, રાજા, સાંભળ, હું હવણાં રથ જોડીને આવું, અને જોતાં જોતાં તને કુંડિનપુર પોહોંચાડી દઉં, પણ મને સ્વયંવરમાં બેસવાની તારે છૂટ આપવી. આવી દમયંતી કોને ના ગમે ? ના ગમતી હોય તેને પણ ગમે.

**ઋતુપર્ણ.**—હા, ભાઇ, તારાથી જે થાય તે એને પરણવાને કરજે, એ વિષે હું તને પૂરી છૂટ આપુંછું, પણ મને એક વાર ત્યાં પોહોંચાડી દે. ( જનાન્તિક ) જુવોની, આ રાક્ષસને પણ મન થાયછે. ભાઈ રૂપાળા ખરાકની જે એને પરણે !

**બાહુક.**—મારે પણ મારૂં ભાગ્ય અજમાવી જોવાનું છે. બધો તાલ મારી નજરે જોઈશ તો ખરો. જા, જીવલ, પેલા બે મેંડિયા ઘોડા રથને જોડી લાવ ( જીવલ ઉતાવળો જવા માંડેછે. )

**ઋતુપર્ણ.**—ઉભો રેહે જીવલ. બાહુક, આ તું શું કેહેછે, એ ઘોડા કેમ નિભશે ?

**જીવલ.**—મહારાજ, પરમ દાહાડે હું એ ઘોડા ખોડાં ઢોરમાં મૂકી આવતો હતો, પણ મને આ બાહુકે અટકાવ્યો. અહિયાં આવતામાં તો પાંચ વાર બેશી જશે.

**ઋતુપર્ણ.**—બાહુક, ભાઈ, તેં હા કહી ત્યારે હવે આ પ્રમાણે ફજેતી ના કર; એવે ઘોડે આપણે પોહોંચી કેમ શકીશું ?

**બાહુક.**—એ ઘોડા મારા માનીતા છે, માટે હું તો એજ જોડવાનો, રાજા, માનીતાનામાં અવગુણ હોય તે અવગુણ લાગતો નથી. જો મને અવગુણ લાગત તો આદર થાત નહિ, જીવલ દોડ, રથ જોડી લાવ.
( જીવલ દોડતો જાયછે. )

**ઋતુપર્ણ.**—ના, ભાઈ, તું એવી હઠ ના કર.

**બાહુક.**—ચૌ હારૂં ત્યારે, તમે ભલા ને તમારો જીવલ ભલો.
( જવા માંડેછે. )

**ઋતુપર્ણ.**—( આસનેથી ઉઠીને ) ભાઈ, બાહુક, ડાહ્યા બાહુક, ભલા બાહુક, માનીતા બાહુક, તું આડાઈ ના કર.

**બાહુક.**—તમારે આજને આજ પોહોંચવા સાથે કામ છે, કે ઘોડા સાથે કામ છે ? જે વિદ્યામાં જે પ્રવીણ તેની વાત તે જાણે. તમે આવા ડાહ્યા રાજા છતાં પણ, સારી સારી સ્ત્રિયોમાં લોભાઈ જવામાં પ્રવીણ છો, તો કેટલા બધા ઉતાવળા થયા છો ? હું પ્રવીણ નથી તો મને એટલી ઉતાવળ આવડતી નથી.

**ઋતુપર્ણ.**—ઠીક ત્યારે, તને જેમ સારૂં લાગે તેમ કર, પણ આજને આજ ના પોહોંચાડું તો ?

**બાહુક.**—આ મારૂં ઉપરનું ચામડું ઉતારીને તમને આપવું.

**ઋતુપર્ણ.**—જોજે હો, હું તૈયાર થાઉછું. પ્રતિહાર, કેહે ભંડારીને, મારા દાગીનાની પેટી લઇને શૃંગારગૃહમાં ઝટપટ આવે.

( પ્રતિહાર જાયછે. ભંડારી પેટી લઈને આવેછે તેની પાસેથી પેટી લેછે અને રથ લઈને જીવલ આવતાં તેમાં બેશીને જીવલસહિત કુંડિનનગર જાયછે. )

---

# अंक ६ ठ्ठो.



## प्रवेश १ लो.

**સ્થલ, વિદર્ભદેશના કુંડિનનગરનો રાજમેહેલ.**
**ઇન્દ્રસેન એક ખુણામાં બેઠો બેઠો રડેછે.**

**ઈન્દ્રસેના.**— (લલિત છંદ.)

તુજવિના હવે, ના શકું રહી, મુજ તું માત રે, ઓ પિતા, અહિ;
જઇશ નાશીને, શોધવા બધે, મુજ ગયા વિના, કામના સધે.
રડતી દેખીને, ગાંડીછું કહે, હૃદય લા'ય છે, તે ન કો'લહે;
ખચિત આવશે, એમ વા'ય છે પણ અમોતણા, જીવ જાયછે.
કયમ કરી મને, મા વિના ગમે, મનતણી પીડા ના કશી શમે;
હરફર ખરી, ઓ! પડાયછે, વિખુટી મા વિના રે! રડાયછે.

અરે! અહિ ભાઈ રમતો હતો તે ક્યાં ગયો? (તેને એક ખુણામાં રડતો જોઇ) ભાઇ, બાપુ, તું આમ શું કરેછે? રડીરડીને તારી આંખો સૂજી ગઈ. છાનો રેહે, ભાઈ, હવે આપણી મા વેહેલી આવશે.

**ઈન્દ્રસેન.**—બેહેન, હવે મા વિના મારાથી નથી રેહેવાતું. મને ગમતું નથી, હું શું કરૂં? મારાથી રડી જવાયછે. મારા મનમાં મા જો આવે નહિ તો રડાય નહિ, પણ એ તો મનમાંથી ખસતી નથી તારે મારાથી રડ્યા વિના રેહેવાતું નથી. (બહુ રડેછે.)

**ઈન્દ્રસેના.**—(રડતાં) ભાઇ, તું રડુંછું ત્યારે મારાથી રડાયછે. તું રડુંછું તે મારાથી દેખી ખમાતું નથી. (બંને બાઝીને રડેછે) બાપુ, તું કેમ સમજતો નથી? આપણે નમાયાં છોકરાં રડરડ કરિયે ત્યારે બધાંને નઠારાં લાગિયે.

**ઈન્દ્રસેન.**—મા વિના ના ગમે, ને રડાય, તેમાં નઠારાં કેહે તો છો કેહે. હું નઠારો છું તો જઈશ અહિથી મારી મા પાસે. એ વાહાલી મા મને નઠારો નહિ કેહે. (બાહાર દોડી જાયછે, ઈન્દ્રસેના તેને ઝાલવા દોડેછે.)

**બૃહત્સેના.**—( પ્રવેશ કરીને ) એટલી વારમાં કુંવર ક્યાં ગયા ? અરે, પેલાં બે જણ બાઝમબાઝા કરેછે. ઇન્દ્રસેન નાસેછે કે શું ? ( ત્યાં દોડી જાયછે. ) કુંવર, મારા લાડકા કુંવર ! તમને તમારાં દાદી બોલાવેછે, ચાલો મારી સાથે, એવી આડાઈ કરિયે નહિ. ( તેને ઉચકી લાવેછે. ) દમયંતી માતા હવે આવતાં હશે.

**ઇન્દ્રસેન.**—રોજ રોજ તું ખોટું કહીને મને વાહાછ. માની કેડેથી તું મને વછોડીને અહિં લાવી છું, તે લઈ જા મા પાસે, હું અહિં રેહેવાનો નથી.

**વજ્રવતી.**—( પ્રવેશ કરીને ) કેમ ઇન્દ્રસેન, બાપુ, તું કેમ રડેછે ?

( તેને છાતી સરસ્યો ચાંપેછે. )

**ઈન્દ્રસેન.**—( રડતાં રડતાં ) માતા વિના મને ગમે નહિ, ને હું રડું, તેથી બધાં મને નઠારો કેહે, તો હું મારી મા હશે ત્યાં જઇશ.

**વજ્રવતી.**—( ડુસકાં ભરતી ) બાપુ, તને ખમા કરે, એવું કોણે તને કહ્યું ?

**ઈન્દ્રસેન.**—હું ને મારી બેહેન નમાયાં છિયે તો માયાં થવા આ જઇયે. ઊઠ, બેહેન, આપણે અહિં નથી રેહેવું.

**વજ્રવતી.**—કુંવર, મારા વાહાલા કુંવર, ત્યારે હું તારી માતા નહિ ?

**ઈન્દ્રસેન.**—તમે માતા હો તો હું માતા માતા શું કરવાને કરૂં. તમે દાદી ખરાં. મને મૂકો, મારે અહિં નથી રેહેવું.

**વજ્રવતી.**—બાપુ, પેલો તને ખેલાવનારો સુદેવ તારી માતાને ઘણા દિવસથી તેડવા ગયો છે તે આવતો હશે. છાનો, બાપુ, જો પેલ તારા દાદા આવે.

### ભીમક રાજા પ્રવેશ કરેછે.

**ઇન્દ્રસેન.**—( રડતાં ) અહિં મને કોઈ નથી મારી માતા બતાવતું કે નથી પિતા બતાવતું.

**ભીમક.**—ઇન્દ્રસેન, અમે નિર્ભાગી તારાં માતાપિતા તને નથી બતાવી શકતાં એમાં અમારા ક્રૂર ભાગ્યનો વાંક છે. ( કોટે વળગાડેછે. )

**વજ્રવતી.**—એ કુંવરના વિલાપ હવે નથી સાંભળી શકાતા. આટલાં બધાં માણસો શોધ કરવા ગયાં છે તેમાંથી કોઈ પણ પાછું

ફર્યું નહિ. ઘરડપણુમાં નિર્બળ થયેલાં મન હવે આ દુઃખ નથી સહન કરી શકતાં. ( બધાં રડેછે. )

**ઈન્દ્રસેન.**—માતા, મારી વાહાલી માતા, તું ક્યાં ગઈ? મને કેમ ઉત્તર આપતી નથી? ઓ માતા, માતા, મારી વાહાલી માતા.

**દમયંતી દોડતી પ્રવેશ કરેછે.**

**દમયંતી.**—અરે, મારા કુંવરે આમજ દિવસ કાહાડ્યા છે? ( રડતી તેને વળગી પડેછે. કુંવરી તેને બાઝી પડેછે. સુદેવ, ભાનુમતી, સુનંદા પછવાડેથી આવેછે, કોઇનાથી, કાંઈ બોલાતું નથી. બધાં સ્તબ્ધ રેહેછે. ) ( પડદો પડેછે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થલ, ભીમક રાજાના મેહેલની એક અગાશી.**

**દમયંતી, સુનંદા, બૃહત્સેના, સુદેવ, ઈન્દ્રસેન, ઈન્દ્રસેના.**

**દમયંતી.**—આર્ય સુદેવ, તારી ગણતરી બરાબર છે, તું ચૂકતો તો નથી? દુઃખથી હૈયાસૂના થઈ ગયેલા માણસને કાંઈ સૂઝતું નથી, એવી મારી ગતિ છે.

**સુદેવ.**—હિસાબ ઉઘાડો છે; આપણે આવ્યાં તે હિસાબે આજે ઋતુપર્ણનો રથ નક્કી આવવો જોઇયે, પણ સારથિ મહારાજ નળ હોય તો.

**સુનંદા.**—બેહેન, બેહેન, દમયંતી, જો પણે, ઉત્તર દિશામાં મ્હોટું કાળું પક્ષી આપણા તરફ ઉડતું આવતું હોય એમ જણાયછે.

**દમયંતી.**—હું તો કાંઈ દેખતી નથી, દુઃખનાં વાદળાંથી વિંટલાયલીની આંખો પિયુનો પંથ જોતી જોતી થાકી ગયેલી, અશ્રુપાત વિનાનો પોતાનો બીજો કશો ધર્મ સમજી નથી.

**સુદેવ.**—મારી દૃષ્ટિ લાંબે સુધી પોહોંચી શકતી નથી, પણ મનમાં જેની ધારણા કરી રાખી હોય તે મનની આંખ આગળ આકાર ધર્યા કરે, તે પ્રમાણે મને કાંઈક ઝાંખું જણાયછે ખરૂં.

**ઈન્દ્રસેના.**—માતા, માતા, ખરે આપણા ભણી દોડતું કાંઈ મ્હોટું જનાવર આવેછે. અરે, એ તો મ્હોટુ ને મ્હોટુ થતું જાયછે, અને વળી સુસ્વાટો નાંખતું હોય એમ સંભળાયછે.

**સુનંદા.**—ખરી વાત, ઈન્દ્રસેના, ખરે, એ તો વધતું ને વધતું જાયછે.

**ઈન્દ્રસેન.**—માતા, તું આવી ક્યારની રડ઼ રડ઼ કરેછે. ખાવા બેઠી નહિ ને અહિ શું જુવેછે? બેહેન, તને શું દેખાયછે, મને દેખાડની, આપણા પિતા તો નથી આવતા?

**દમયંતી.**—દીકરા, તારા મ્હોમાં સાકર, ખરે નિર્દોષ બાળકના મુખમાંથી નીકળતી વાણી ફળેછે. સુદેવ, મારા અંતઃકરણમાં હર્ષ થાયછે. અહો, મેઘ નહિ છતાં તેના જેવો નાદ સંભળાયછે, અને આસપાસના મોર ટૌકા કરેછે, તો તે રથનો ઘોષ તો નહિ હોય? હા, હા, હવે હું દેખુંછું. નક્કી, પેલો આવેછે એ રથ છે.

**સુનંદા.**
**ઈન્દ્રસેન.** } —( સંગાથે )અહો, આગળ કાંઇ ઘોડા જેવું દેખાયછે!

**સુદેવ.**—મને પણ ઝાંખુ ઝાંખુ દેખાયછે, પ્રિય કુંવર, તું જોવાને ઈચ્છેછે તો આવ હું તને તેડું (તડેછે) પેલું કાળું કાળું શું દેખાયછે?

**ઈન્દ્રસેન.**—મારા રથે જોડ્યા'તા એવા બે ઘોડા છે. અરે, એ તો મારા રથ જેવો રથ. જો, જો, જો બેહેન, હવે એ નીચે ઉતરેછે. માતા, એમાં મારા પિતા હશે?

**દમયંતી.**—બેટા, પૂછ તારા ભાગ્યને. સુદેવ, દોડ, જા, પિતાજીની પાસે. એમને બધી વાતથી જાણીતા કર. પ્રાણપ્રિય—અરે, બાહુકનો ઉતારો દરબારની હયશાળામાં કરાવજે, કે બધું જાણી લેવાને સવળ પડે.

( સુદેવ જાયછે. )

બૃહત્સેના! આ ભાઇ બેહેનને લઇને તું નીચે જા. એમને કેશિની સંગાથે હયશાળા આગળ રમવા મોકલ. આપણે એક બાજુએ રહીને ચેષ્ટા જોઈશું, ( છાકરાંને ) બાપુ, તમે કેશિની સંગાથે હયશાળા આગળ રમો.

**બૃહત્સેના.**—હા, એ ઠીક ધારણા કરી, મને ઓળખીને મહારાજ કદાપિ સંકોચાય.　　　( બંનેને લઈને જાયછે. )

**સુનંદા.**—હું ને બૃહત્સેના જોવા જઈશું, તું એટલી બધી અધીરી થા નહિ.

**દમયંતી.**—બેહેન, સુનંદા, હું અતિશય અધીરી થઈ ગઈછું. આજે મારા ક્રૂરભાગ્ય સાથે મારે ખરેખરો ઝઘડો મચવવાનો છે. ઋતુપર્ણની સાથે આવેલા બાહુકનું મારા પ્રાણપતિને રૂપે, અરે અગણિત ગુણનિધાન મારા નળના મુખચંદ્રરૂપે, જો મારે દર્શન નહિ થાય, તો પછી મારા ભાગ્યના ચંદ્રનો ઉદય કદિ થનાર નથી, અને તેમ થયું તો પછી મારા પ્રાણ આ ખોળિયામાં ટકી શકનાર નથી.

**સુનંદા.**—બેહેન, એક પછી એક દુઃખ છૂટતાં જાયછે તો મહારાજ નળના વિયોગનું દુઃખ પણ નક્કી છૂટશે.

**દમયંતી.**—પરમેશ્વર તારી વાણી સફળ કરો.

**બૃહત્સેના પાછી પ્રવેશ કરેછે.**

કેમ, બૃહત્સેના, મેં કહ્યું એમ કર્યું ?

**બૃહત્સેના.**—હા, બા સાહેબ, ચાલો ઉતાવળાં, રથ આપણી હયશાળામાં છોડયો, ને ઋતુપર્ણ, ને એક બીજો માણસ છે તેને બાગમાં ઉતારો આપ્યો.

**દમયંતી.**—એ ઠીક કર્યું, જો બૃહત્સેના, આજે આપણે બાહુકની પૂરેપૂરી પરીક્ષા કરવાની છે. નળ મહારાજની રીતભાતથી તું સારી પેઠે જાણીતી છે. એમને દેવતાનું વરદાન છે તેથી રસોઈ કરતી વેળાએ અગ્નિ ને પાણી પોતાની મેળે ઉત્પન્ન કરી શકશે, માટે રસોઈની સામગ્રીમાં તે આપવું નહિ. માતાની આજ્ઞા લઇને, આપણા મેહેલમાંથી હયશાળામાં જવાનો દરવાજો છે તે ઉઘડાવી રાખ, અને તેની પાસે નીચા બારણાની ઓરડી છે તે રસોઈ કરવાને ઉઘાડી અપાવ.

**બૃહત્સેના.**—બહુ સારૂ, બા સાહેબ. ( જાયછે. )

**દમયંતી.**—બેહેન, સુનંદા, આનંદ પામવાનો હશે તેથી મને આ બધું સૂઝેછે, નહિ તો, હું છેક ભાન ભૂલી છું તને ખબર છે ? માથું નમાવીને પ્રતાપી નળને નમવું પડતું નથી. બારણું નીચું હોય તો તે ઉંચું થઈ જાયછે.

**સુનંદા.**—આટલી બધી એંધાણિયો મળે ત્યારે તો પછી શંકા રાખવા જેવું રેહે નહિ. ચાલ ત્યારે આપણે જઈયે.

( બંને જાયછે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થલ, હયશાળા.

**બાહુક ઉંડો વિચાર કરતો નીચું જોઈ આમ તેમ ફરેછે, સામી બાજુએ રસ્તા આગળ ઈન્દ્રસેન અને ઈન્દ્રસેના કેશિની સાથે રમેછે, એક ખુણામાં સુનંદા તથા બૃહત્સેના દેખાય નહિ એમ પ્રવેશ કરેછે.**

**બાહુક.**—( સ્વગત ) માણુસ બળવાન્ નથી, પણ વેળા બળવાન્ છે. બનવાના બનાવોને બનવાકાળ જન્મ આપેછે, અને તે પ્રમાણે બનાવ બનેછે. નહિ તો—

( દુહો ) રથી સારથિ થઈ રહ્યો, એ હોવું ક્યમ હોય;
વર્યો વરતનુ, તેહને ફરી વરતી શું જોય ?

**સુનંદા.**—આવા બિહામણા રાક્ષસ જેવાને જોઈને પેલાં છોકરાં નક્કી છળી મરશે.

**બૃહત્સેના.**—આ તે નળમહારાજ હતા હશે ! નક્કી કોઈ છળભેદ કરનાર રાક્ષસ છે.

**ઈન્દ્રસેન.**—બેહેન, આ માણુસને જોઇને મને બીક લાગેછે ખરી, પણ એની પાસે જવાનું મન થાયછે. ચાલ્ આવતી હોઉં તો, નહિ તો હું તો જઇશ એની પાસે.

**ઈન્દ્રસેના.**—કેશિની, અમે પેલા માણુસપાસે જઈયે છિયે. તું આવ્ અમારી સાથે.

**કેશિની.**—અરે, એને તમે વેગળેથી જો જો, પણ અડશો નહિ.

**બાહુક.**—( સ્વગત, નજર પડવાથી અચિંતો ) કોણ આ, મારો ઈન્દ્રસેન અને મારી ઇન્દ્રિસેના ? અરે, એ પોતાની માતાથી વિખુટાં પડીને કેવાં સારી ગયાં છે ? ( પ્રકાશ ) કુમાર ! કુમારી ! આવો આવો, તમે બીહીશો નહિ. નિજસ્વરૂપ ઓળખીને જેટલો હર્ષ થાય એટલો હર્ષ તમને જોઈને મને થાયછે. ( બંને છોકરાંને છાતી સરસાં ચાંપેછે. ) ( સ્વગત ) અરે, આ મારાં બાળકને ભેટવાથી મારી પ્રિયા ઉપર મારો પ્રેમ આટલો બધો કેમ ઉછાલા

મારેછે ? ખરી વાત, આ બે બાળકમાં એની પૂર્ણ મૂર્ત્તિ છે; ભલી ઈન્દ્રસેનામાં એના ગુણ સમાયા છે અને આ અલેતા ઇન્દ્રિસેનનામાં એની મુખકળા પ્રકાશમાન થયેલી છે. (પ્રકાશ) ઓ ! મારા પ્રાણના પ્રાણ. ( છોકરાંને હાબેછે ને બચિયા કરેછે. )

કેશિની.—મૂકો એમને હેઠાં, જો વળી, એમ શું કરોછો જે ?

બૃહત્સેના.—જુવો, બાઈ સુનંદા, એની આંખો આંસુથી ભરાઇ ગઈ છે.

સુનંદા.—છોકરાં ઉપર આટલું બધું વાહાલ શું ?

( બાહુકનો હાથ ઈન્દ્રસેનના કોટના હારને અડતાં તે કરમાઈ ગયેલો તાજો થાયછે. )

જોયું ! જોયું ! પેલો કરમાઈ ગયેલો હાર જોને તાજો થઈ ગયો ?

બાહુક.—બાઈ, મારાં છોકરાં ઉપરના પ્રેમે મારૂ હ્દદય વીછળી નાંખવાથી મેં આ પ્રમાણે કર્યું , મારાં છોકરાં મને અતિશય વાહાલાં છે તેમનું સ્મરણ થવાથી હું ભાન ભૂલ્યો ને મારાથી જે કાંઈ થઈ ગયું તેને માટે હું ક્ષમા માગુંછું. બાઈ, લઈ જા આ રૂડાં બાળકને ( નીચે મૂકતાં ) એમની વાહાલી—( હ્દદય ફરી ભરાયછે. ) અરે, મારા સરખાને પણ આવું દુઃખ ?

સુનંદા.—બિચારો બહુ દુખી થાયછે; આવી કાયાવાળાને આવી માયા હોય નહિ. ( કેશિની બાળક લઇ જાયછે. )

એક માણસ રસોઇની સામગ્રી લઇ આવેછે.

બાહુક.—ભાઈ, આ સામગ્રીની રસોઈ હું ઋતુપર્ણ રાજાને માટે કરીશ, પણ એવાં રાજવંશી ભોજન હું જમતો નથી, મારે માટે છાશ ને ભડકું પોહોંચાડી જજે. ( માણસ જાયછે. )

( રસોડામાં જતાં નીચું બારણું ઉંચુ થાયછે, અને વાસણ લાવી પાણી ઉત્પન્ન કરેછે. તેમજ અગ્નિ ઉત્પન્ન કરી રસોડામાં જાયછે. )

સુનંદા.—આશ્ચર્યની વાત, બૃહત્સેના, બેહેન કેહેતી હતી તેમજ થયું.

બૃહત્સેના.—ચાલો બાસાહેબ ! આપણે મહાદેવીને જઈને આ સમાચાર કહિયે. (જાયછે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થલ, અંતઃપુર.

**દમયંતી, ઈન્દ્રસેના, ઈન્દ્રસેન અને કેશિની.**

**દમયંતી.**—( ઇન્દ્રસેનનો તાજો ખપલો હાર જોઇને સ્વગત ) નિઃસંશય એજ.

**કેશિની.**—મૂવો રડયો, બચ્ચિયો કરી.

**દમયંતી.**—અરે, આવું કઠોર વચન શું કરવાને બોલેછે ?

**ઈન્દ્રસેન.**—માતા, મને પેહેલાં બીક તો લાગી, પણ એનીપાસે જવું ગમ્યું. બોલવાનું મન ઘણું કર્યું પણ બોલાયું નહિ.

**ઈન્દ્રસેના.**—માતા, એ કોણ હશે ? મને એના ઉપર બહુ દયા આવેછે. એનાં છોકરાંને સંભારીને એ બહુ રડયો.

**ઈન્દ્રસેન.**—હું જોઇ આવું ? હવે એ છાનો રહ્યો હશે ?

**દમયંતી.**—છાના રહ્યા હશે તો હૃદય રડતું હશે.

**સુનંદા અને બૃહત્સેના પ્રવેશ કરેછે.**

બેહેન, મારી અર્ધી ખાતરી થઈ; તું પૂરી કરાવેછે કે નિરાશ કરેછે ?

**સુનંદા.**—આ શું કેહેવાય ? તેં કહ્યું હતું તેજ પ્રમાણે બધું અમારા જોવામાં આવ્યું. આ બાળકને ભેટીને એણે કલ્પાંત કર્યું તે જોઇને મારી છાતી ભરાઈ આવી.

**દમયંતી.**—શોકહર્ષમિશ્રિતહૃદય, ધીરજ ધર.

**બૃહત્સેના.**—અને પેલું બારણું કેવું ઉચું થઈ ગયું !

**સુનંદા.**—આગ અને પાણી જોતાં જોતાંમાં ઉત્પન્ન કર્યાં. પણ એનો દેખાવ એવો બિહામણો છે કે હું તો જોઈને છળી ગઇ. આ બાળકને બીક તો લાગી, પણ કોણ જાણે શો ચમત્કાર કે જૂનો સ્નેહ હોય એમ એ લટપટ થઈ ગયાં.

**સુદેવ ઉતાવળો એક વાટકા સહિત પ્રવેશ કરેછે.**

**દમયંતી.**—આર્યસુદેવ, તું આટલી બધી વાર ક્યાં ગયો હતો ?

**સુદેવ.**—મહાદેવી, આ ચાખીને કોહો કે શું છે ? (તને વાટકો આપેછે.)

**દમયંતી.**—( ચાખીને ) આ બિરંજ મારા પ્રાણનાથના હાથનો બનાવેલો હોય એમ મને લાગેછે. સુદેવ, તું ક્યાંથી લાવ્યો ?

**સુદેવ.**—બાહુકની રાંધેલી રસોઇમાંથી.

**દમયંતી.**—હાં ! ત્યારે એ સાક્ષી પણ મળી. સુદેવ, હવે શું કરવું? મહારાજનાં બધાં ચિન્હની પરીક્ષા થઈ ગઈ, પણ એક દેહ અરે એક દેહ ! અંગીકાર કરવા જતાં આરોપ તો નહિ બેસે ? વારૂ તું એમને મળ્યો ? તને ઓળખ્યો ?

**સુદેવ.**—ઋતુપર્ણ રાજા સાથે મહારાજ ભીમકરાયે અને મેં કેટલીક વાતો કરી, અને તેમની પણ સાક્ષી મળી, કે, હયજ્ઞતા નળ મહારાજની એનામાં છે, તે ઉપરથી મહારાજે મને ચેષ્ટા જોવાને બાહુક પાસે મોકલ્યો.

**દમયંતી.**—હેં, એમણે તને ઓળખ્યો ?

**સુદેવ.**—મને જોઇને આશ્ચર્ય પામી સ્તબ્ધ બની ગયા, પછી જરા હસ્યા. ને પાછા જરાક ખસ્યા. જાણ્યું કે ચેતી જશે.

**દમયંતી.**—હેં, એમણે તને ઓળખ્યો ?

**સુદેવ.**—પછી મેં કહ્યું, કે હું ભૂખ્યો બ્રાહ્મણ છું, મારા ઉપર જો દયા હોય તો તમારો રાંધેલો પેલો બિરંજ થોડો આપો. પછી હર્ષ અને ખેદના મિશ્રિત ભાવે મને તે આપ્યો. હોઠ ઉપર બોલ આવેલા એમણે અટકાવી રાખ્યા, ને મને એકદમ નીકળી જવાની આજ્ઞા કરી.

**દમયંતી.**—સુદેવ !

**સુદેવ.**—પણ બીજું વધારે કહુંછું સાંભળો. ભીમક મહારાજે બાહુકને મેહેલમાં બોલાવ્યા છે, તે હવણાં અહિ આવશે, માટે ચાલો આપણે આસપાસ વેરાઇ જઇયે. મહારાજે કહ્યું છે, કે, બે જણને એકલાં વાતો કરવા દેજો એટલે ખુલાસો જણાશે, માટે મહાદેવી, આપ અહિ બેસો, અમે આ પાસેના ખંડમાં જઇયે છિયે. ( તેઓ જાયછે. )

**દમયંતી.**—આવતી પળ મારૂં ભાગ્ય નિશ્ચય કરશે. અહો, એ આવેછે. ( ઉભી થાયછે. )

**બાહુક.**—( પ્રવેશ કરતાં સ્વગત ) અરે, મારી પ્રાણપ્રિયાની આ સ્થિતિ ! અરે, મારા હાથને અટકાવી રાખતાં છતાં પણ તે ભેટવાને ગતિવાન થાયછે. અરે, એ ઓળખાય નહિ એવી થઈ ગઇછે. ( તેનું રુદન

ભરાઈ આવેછે) (પ્રકાશ) પ્રિયા—અરે ભૂલ્યો, ક્ષમા કરજો મહાદેવી, હું અપમાન કરવાને માટે બોલ્યો નથી. મારી પ્રિયાના સહવાસથી મારાથી જ્યારે ને ત્યારે, ગમે તે વાત કરતું હોય તેને પણ પ્રિયા કહીને સંબોધી જવાયછે, અને એટલાજ માટે હું કોઈ સ્ત્રીની સાથે સંભાષણ કરતો નથી, પણ તમારા પિતાની આજ્ઞા થઈ તો હું અહિ આવ્યો છું.

**દમયંતી.**—(સ્વગત) એને જોઈને મારૂં હૃદય ભેટવાને તળપેછે; જ્યારે મન માન્ય રાખેછે ત્યારે ભેટવાને શી ચિંતા છે. એનાથી પ્રિયા કહીને સંબોધી જવાયછે. (પ્રકાશ) ચિંતા નહિ, મેં આપને એટલા માટે બોલાવ્યા છે, કે મારા પતિ, અરે મારા પ્રાણપતિ (તેનાથી રડી જવાયછે.) નળ મહારાજની ભાલ આપને હોય અને જો કૃપા કરીને કોહો તો.—(રડેછે.)

**બાહુક.**—નળના વિષે નળ વિના બીજું કોઈ કાંઈ જાણતું હોય એમ મને લાગતું નથી; પણ તમારે નળનું શું કામ છે?

**દમયંતી.**—(ગુસ્સા ભેર) આ જગતમાં મારૂં જે કાંઈ છે તે નળ છે; મારૂં જીવતર, મારો દેહ, મારૂં સર્વત્ર નળ છે.

**બાહુક.**—ત્યારે ખોળોછો શું, ને ફરી સ્વયંવર શું કરોછો?

**દમયંતી.**—બીજા કશા માટે નહિ પણ મારા પ્રાણપતિનો ભેટો થવાને. અરે, એ એવા કૃપાળુ છે કે મારો ગમે તેવો વાંક થયેલો હોય તો પણ મારા ઉપર રૂઠેલા રેહે નહિ. મને પીડિત થતી જોઇને એમનું કાળજું કોરાઈ જાય એવો એમનો મારા ઉપર અંતઃકરણનો ભાવ છે.

**બાહુક.**—ત્યારે તમે જૂદાં કેમ પડ્યાં?

**દમયંતી.**—મારા ક્રૂર ભાગ્યે મને મારા પ્રાણનાથથી જૂદી પાડી છે, પણ એ બધો સંવાદ કરીને વેળા ખોવામાં મારો પ્રાણ તળસેછે. હું એકદમ પૂછુછું કે અયોધ્યામાં કોઈ પર્ણાદ નામનો બ્રાહ્મણ આપને મળ્યો હતો?

**બાહુક.**—હા, તે ટેલ નાંખતો હતો તેમાં મને ટીખળ લાગવાથી મેં તેને તેવોજ ઉત્તર આપ્યો હતો.

**દમયંતી.**—તે ઉત્તર મને જરા કહી સંભળાવશો? બ્રાહ્મણ હજી આવી પોહોંચ્યો નથી.

**બાહુક.**—તમે જેમ તમારા પ્રિય માટે કલ્પાંત કરતાં હશો તેમ હું પણ મારી પ્રિયા માટે ઘેલો થઈ ગયો છું તેથી ઘેલછામાં હું બોલુંછું કોઈ વાર મારૂં કાળજું ઠેકાણે આવેછે અને કોઈ વાર ખશી જાયછે. તમારૂં અપમાન થાય નહિ એટલા માટે હું વિચારી વિચારીને બોલુંછું.

**દમયંતી.**—કૃપા કરીને તે બોલો જોઈયે. હું એમાં અપમાન નહિ માની લઉં.

**બાહુક.**—બુદ્ધિ હારે, રાજ્ય હારે, હારે હારે હારે.
મરેલું શું જીવે મીન? ના રે, ના રે, નારે.
સારાને નઠારા માટે વસ્ત્ર કાપ્યું આરે (છાતીમાંથી લુગડું કાહાડીને)
આ રે, આ રે, આ રે, આ રે, આ રે, આ રે, આ રે.

**દમયંતી.**—( પોતાની પાસેના બીજા અર્દ્ધ ભાગ સાથે મેળવીને ) તમે ગમે તે હો, પણ મારા ઉપરથી અપવાદ દૂર કરવા, મારૂં પાતિવ્રત્ય સ્થાપવા, અને મારે માથે આવેલું કલંક મટાડવા, જેમ ચેદિરાજ માસાને ત્યાં ચોર ઠરતાં મારૂં નિર્દોષપણું સ્થાપવા કકળીને બોલી હતી, અને મને પજવણી કરનારને ફાટી પડવાનો શાપ દેતાં, તે જેમ પડી પાતાળમાં ઉતરી ગયો હતો; તેમ, આ વેળાએ હું સતી, મારા પ્રાણપ્રિય નળ મહારાજમાં જેવીની તેવીજ અનુરક્ત થઈ રહેલી દુઃખની મારી કહુંછું, કે, જો મારા પ્રાણપતિનો મેં કાંઈ અપરાધ કર્યો હોય તો ઓ પૃથિવીમાત, તું મને આખી ને આખી ગળી જજે; અથવા નહિ તો, દેવના વરદાનથી અમૃતસ્ત્રવી થયેલા મારા હાથમાં મારા પતિએ મીન આપ્યાં તે સજીવન થઇને પાણીમાં સરી પડયાં, એ વાત મારી સાચી હોય; અને મારા પ્રાણપતિનામાં અખંડ મારો પ્રેમ હોય; તેમજ, હું મારૂં સતીપણું જાળવી શકી હોઉં, તો જગતમાં સ્ત્રીપુરૂષનાં જોડાં સુખી રેહેવાને માટે, જગતમાં દંપતિનો એક બીજા ઉપર પ્રેમભાવ વધવાને માટે, અને સ્ત્રીપુરૂષના પરણેતરના પવિત્ર સંબંધને ધાડો કરવાને માટે, અહો કૃપાળુ પરમેશ્વર! હું તારી પ્રાર્થના કરીને કહુંછું, કે અમે આ પ્રમાણે, જેના કૃત્યથી રીબાતાં હોઈયે તે પાપી, ચાંડાળ—

કલિ અને દ્વાપર એકાએક પ્રકટ થાયછે.

**કલિ.**—( ધ્રુજતા ધ્રુજતા ) સતી દમયંતી, હું કલિ તમારી પાસે ક્ષમા માગવાને કોઈ રીતે યોગ્ય નથી, તોપણ તમારૂં અંતઃકરણ દયાનું ભરેલું છે તેથી મારા ધ્રુજતા હાથ જોડીને, તમને પગે લાગીને, ક્ષમા માગું છું, કે, આ પ્રમાણે તમને દુઃખી કરવાનું પાપી કામ હું લઈ બેઠો હતો, પણ મને જતો મૂકો, હું તમારે શરણે આવ્યો છું; મેં મારી દુષ્ટતા ચલાવામાં બાકી રાખી નથી, પણ મ્હોટાં મનવાળાં શરણાગતને સદ ક્ષમા કરેછે. ચેદિરાજના દરબારમાં આપને ચોર બનાવનાર હું હતો અને આપના કોપથી ધવાઇને પૃથિવીમાં ઉતરનાર પણ હુંજ હતો. આપે કૃપા કરીને મારો જીવ ઉગરે એવો શાપ દેવાથી ધવાયલો પણ જીવ્યો છું, માટે મને હવે શાપ દેશો નહિ.

**દમયંતી.**—હું તને ક્ષમા કરૂંછું.

**દ્વાપર.**—હું દ્વાપર, કલિની ઉશ્કેરણીથી તેને સાહાય્ય આપવામાં ભેગો હતો, માટે હે સતી, હું આપને શરણે આવ્યો છું, મને ક્ષમા કરો.

**દતયંતી.**—તને પણ હું ક્ષમા કરૂંછું.

**કલિ.**—( બાહુકને ) મહારાજ નળ—

**દમયંતી.**—તમે બે સાક્ષી પૂરોછો કે આ મારા દુઃખી સ્વામી નળ છે ?

**કલિ.**—પવિત્ર મહાદેવી, એ આપના વિયોગનો વિલાપ કરતા વનમાં ભટકતા હતા, તેવામાં કર્કોટક નાગ અગ્નિની વચ્ચે બળતો હતો, તેને ઉગાર્યો અને તેના બદલામાં તે નાગે એમને દંશ દીધો તેથી આવા વિરૂપ થઈ ગયા છે, અને હું ક્લેશરૂપ તેમના હૃદયમાં વસતો હતો તે, તે દિવસથી બળ્યો બળ્યો થઈ રહ્યો છું.

**દમયંતી.**—મારા પ્રાણનાથ !
**નળ.**—મારી પ્રાણપ્રિયા !
( એક બીજાને ભેટેછે, ઉપરથી પુષ્પની વૃષ્ટિ થાયછે. )

આસપાસથી બધાં આવી વીંટાઇ વળેછે.

**દમયંતી.**—પ્રાણપ્રિય, આપ મારે માટે ઘણા દુઃખી થયા.

**નળ.**—પ્રાણપ્રિયા ! તારા ઉપર આરોપ મૂકીને હું આ કલિના ભરમાવ્યાથી વેહેમાયો. વળી મનમાં એમ આવ્યું કે વિખુટી પડતાં

પિયર જશે તો સુખી થશે, તેથી મેં તને વિયોગી કરી દુઃખી કરી, તે મને ક્ષમા કરજે. હું છેક ભાન ભૂલ્યો હતો, નહિકર, આવી વલે આપણી કેમ થાય ?

**દમયંતી.**—મહારાજ, હવે જે બની ગયું તે વિસારી દ્યો. આપણે એક બીજાની વીતી વાતો પછીથી કરીશું.

**નળ.**—દેવી, હું આવો વિરૂપ, ભ્રષ્ટ થયેલો હવે તારા યોગ્ય રહ્યો નથી.

**દમયંતી.**—પ્રાણનાથ, આપનું એ બોલવું, મારા પતિવ્રતને દૂષણ થઈ પડવા જેવું છે. ઉપરના દેખાવ સાથે સતીને કાંઈ સંબંધ નથી. પતિનું નિર્મલ અંતઃકરણ એજ સતીનું ધન છે, પછી તે અંતઃકરણ ગમે તે દેહમાં હોય. દેહનો રંગ ગોરો હોય તોય શું ? ને કાળો હોય તોય શું ? અવયવ પ્રમાણમાં હોય તોય શું ? ને પ્રમાણમાં ના હોય તોય શું ? જે ઉપરના દેખાવથી લોભાયછે, અને અંતઃકરણની પરીક્ષા કરવાની દરકાર રાખતું નથી તે માણસ પોતાને હાથે ઠગાયછે. વળી, સ્નેહની આંખે જોનાર પોતાના વાહાલા જનને કદરૂપુ દેખતું નથી. મહારાજ, આપનું અંતઃકરણ જેવું આગળ નિર્મળ હતું તેવુંજ હવે થયું, અને મારા પ્રત્યે જેવો આગળ પ્રેમ હતો તેવો હવે ઉદય થયો, અને કલિએ પાથરેલી મોહજાલ દૂર થઇ, તો હવે આપનો ઉપરનો દેખાવ બીજાને ગમે તેવો લાગો, પણ મારી પ્રેમની દૃષ્ટિએ તે ઘણો રમણીય લાગેછે. સુંદરતાની વ્યાખ્યા મનના વિચારથી બંધાયછે. આજથી હું એવી વ્યાખ્યા બાંધુંછુ કે આપનું જે રૂપ છે તે સુંદરતાની મૂર્ત્તિ છે. જગતમાં બીજી બધી સુંદરતા મારા વિચાર પ્રમાણે સુંદરતા નથી; માટે મારા સુંદરતમ પ્રાણપતિ, હું તમારી સદાની દાસી છું.

**નેપથ્યમાં.**—अस्तु अस्तु. ( દુંદભીનાદ થાયછે. )

**આકાશમાંથી વિમાનમાં બેશીને સત્યયુગ, દેવ, અપ્સરાસહિત આવેછે તે કલિ અને દ્વાપરને પોતાના વિમાન નીચે દબાવી દે છે.**

**સત્યયુગ.**—મહાદેવી દમયંતી, હું સત્યયુગ તને આશીર્વાદ દઉંછું

કે તારૂં કલ્યાણ થાઓ. મહારાજ નળ, સદાચરણની વૃદ્ધિ કરવાને તું ઘણું જીવો. (નળ અને દમયંતી ઉઠીને નમેછે. બીજાં પણ ઉઠીને નમેછે.)

**સત્યયુગ.**—દેવી દમયંતી, તું પાતિવ્રત્યની મૂર્તિ છે. તારો પ્રેમ તારા પતિઉપર રૂપને લીધે નહિ પણ ગુણને લીધે તેં હવણાં જે જણાવ્યો તે આકાશમાં મેં સાંભળ્યો. આ દુષ્ટ કલિ, મારો શત્રુ, અને તેના સાહાય્યકારી દ્વાપરે મળીને મારાં ભક્તતમ જે તમે, તે તમને બેને, અતિશય દુઃખ દીધું છે, તો પણ સોનું જેમ તવાતાં ટીપાતાં શુદ્ધ નીકળેછે તેમ તમે વિપત્તિમાં શુદ્ધ રહીને તમારા પ્રેમબંધનને આંચ લાગવા દીધી નથી. એ પ્રમાણે જગતમાં સ્ત્રીપુરૂષોનાં જોડાં એક બીજા ઉપરનો પ્રેમ દૃઢ કરીને વર્તશે તો સુખી થશે. પુણ્યશ્લોક નળ, કલિની અસરથી તેં તારી પ્રિયા ઉપર થોડો ઘણો અભાવ કર્યો એમાં તારો કશો દોષ નથી, માટે તું સંકોચાઇશ નહિ. તારા ઉપરથી લોકો શીખામણ લેશે, કે ગમે તેવું સદાચારી અને વિચારવિવેકશીલ માણસ જો ક્લેશ અથવા કલિની સત્તામાં આવી જઇને તેનું ખેલાવ્યું ખેલે તો પછી તે પોતાનો સ્વાર્થ, પોતાનાં સગાંવાહાલાંનો સ્વાર્થ. અને એમ કરતાં કરતાં, આખા જગતનો સ્વાર્થ બિગાડી, જગતને દુઃખી અને કલહરૂપ કરી મૂકવાનું સાધન થઈ પડે, માટે ચેતતાં રેહેવું. કલિ, દુષ્ટ કલિ!

**કલિ.**—મહારાજ સત્યયુગ, મને શાપ દેશો નહિ, હું આશા ભર્યો છું. હું હાથ જોડી એટલું કહુંછું, કે જે મારે સ્વાધીન થશે નહિ તેના સરસ્યો હું જઇશ નહિ, જગતમાં જે મારો ધિઃકાર કરી મારાથી દૂર રહ્યાં કરશે તેનો હું ધિઃકાર કરીને તેમનાથી નાસતો ફરીશ. જે સ્ત્રી કે પુરૂષ એક બીજાના ઉપર ક્લેશ કરી મારો અસર થવા દેશે તો હું ઉઘાડે છોગે કહુંછું, અરે, ઢોલ વગાડીને કહુંછું, કે હું એક બીજાનાં મન ઉંચાં કરાવીને તેમને સંસારમાં સુખી થવા દઈશ નહિ. હિમાચલ પર્વત ડગે પણ નિયમમાં જે ડગે નહિ એવા દૃઢ વિચારવાળા આ નળમહારાજને મેં થોડા ઘણા ડગાવ્યાથી શો પરિણામ થયો તે લોકે જોયું અને જોશે, માટે તેઓએ મારો પાડ માનવો જોઇયે. સમજે તેને જગતમાં કાંઈ નહારૂં નથી, માટે હું પણ નહારો નથી. પોતપો-

ત.ને સ્થાનકે સર્વે ઠીક છે. વિચાર તો સંબંધમાં આવનારને અને ઉપયોગ કરનારને કરવાનો છે.

**સત્યયુગ.**—તારૂં પાંડિત્ય આ ઠેકાણે ખપનું નથી. તું અટકચાળો છે, તેથી આ પ્રસંગે મારે કેહેવું પડેછે, કે જે તારો સહવાસ કરશે તે સદા દુઃખ ભોગવશે. પાપી માણસ જોયતાં નથી, પણ સદ્ગુણી માણસ જોઇયે છિયે; પાપી જગત જોયતું નથી, પણ સદ્ગુણી જગત જોઇયે છિયે; માટે હું કહુંછું કે તારો પૂર્ણ પ્રભાવ થવે ધર્મનો સમૂળો નાશ થઈ જતાંજ તારો, તારા પ્રભાવનો, અને તારી શક્તિથી વ્યાપ્ત થઈ ગયેલી સર્વ સૃષ્ટિનો, એકદમ સાથેજ—

**કલિ.**—અરે! અરે! અરે!

**સત્યયુગ.**—પ્રલય થશે. અને તે મહાપ્રલયમાં અધર્મનો બીજસહિત નાશ થઈ જતાં, હું જે નિર્મલ સત્યયુગ તેને નિષ્કંટક રાજ્ય કરવાને સારૂ નવી અને નિર્દોષ સૃષ્ટિ, પોતાની બાળભાવની લીલા અને મૃદુતા સાથે મંદ મંદ સ્મિત કરતી કરતી, ઉત્પન્ન થશે, અને તપોવનના હરિણની પેઠે નિર્ભય વિલાસ કરશે. પણ હવણાં તો તું અટકચાળો, બટકબોલો, છૂટો રહીશ તો મારા ભક્તોને જંપીને બેસવા નહિ દેઉં માટે આ શસ્ત્ર તારા હૃદયમાં ખોંશી રાખુંછું કે તું તારાં દુષ્ટ કામ કરતો, તારો સમય આવતા સુધી અટકી પડે. (એમ કહી તેના હૃદયમાં ભાલો ઘોંચેછે. તે લોહી લોવાણ ને અવાચક થઈ જાયછે. સત્યયુગ દ્વાપરના ભણી નજર કરેછે.)

**દ્વાપર.**—(કંપતા કંપતા) મહારાજ, હું કેટલો નિર્દોષ અને કેટલો સદોષ છું તે આપ જાણોછો, માટે મારા ઉપર ક્ષમા કરો.

**સત્યયુગ.**—હા, હું જાણુંછું, કલિનું તું શસ્ત્ર છું તો કલિ પડતાં તું અશક્ત છું, માટે તને હાલ જતો મૂકુંછું. પણ સ્મરણ રાખજે, તારો સમય આવતા પેહેલાં જો જરા માંથું ઉંચું કરીશ તો તે ઉડયું જાણજે.

**કલિ.**—(સ્વગત) મારો વારો આવવા દે, પછી તારી વાત છે; આજે તારૂં જોર છે તો તે દિવસે મારૂં પણ એવુંજ જોર થવાનું છે.

**સત્યયુગ.**—નળ, પવિત્ર નળ, આ પ્રમાણે તારો વિરૂપદેહ

રાખીને કલિની સત્તાની નિશાની રેહેવા દેવાને હું રાજી નથી. જેમ લુગડાં ઉતારવાથી હોય તેવો દેહ દૃષ્ટિએ પડે તેમ તારો વિરૂપ આકાર હું ખેંચી કાહાડીને તારૂં મૂળનું સ્વરૂપ પ્રાપ્ત કરૂંછું.

( તેનો વિરૂપ દેહ બદલીને હતા તેવા કરેછે. )

**નળ.**—મહારાજ સત્યયુગ, મારા ઉપર આપની અતિશય કૃપા થઈ.

**ઇન્દ્રસેન અને ઇન્દ્રસેના.**—પિતા, ઓ મારા પિતા, તમે આટલી વાર ક્યાં ગયા હતા ? ( તેઓ તેને વળગી પડેછે, સર્વે હર્ષિત થાયછે. )

**નળ.**—બાપુ—

**સયત્યુગ.**—નળ, હું આટલુંજ કરીને અટકતો નથી, પણ તેં પ્રજા ઉપર એવી દયાથી અને ન્યાયથી રાજ્ય ચલાવ્યું છે, કે તારા વિના આજે ત્રણ ત્રણ વર્ષ થયાં તારી પ્રજા રિબાયછે. પુષ્કર, જેણે પાપી વિચાર કર્યા હતા, તે હવે અતિશય પસ્તાયછે, અને તને તારૂં રાજ્યાસન આપવાને તારા પ્રધાનસહિત નીકળી પડયો છે; તે જો તું આ તારી નજરે.

### પુષ્કર અને પ્રધાન પ્રવેશ કરેછે.

**પુષ્કર.**—( સર્વેને નમ્યા પછી ) મહારાજ નળ, મને મારા પાપી વિચારને માટે અતિશય સંતાપ થાયછે. મેં આપને અતિશય દુઃખ દીધું છે. પીત્રાઈની ઈર્ષા કરનારા તેજદ્વેષી મારા પ્રમાણેજ બળજો. આપની મારા ઉપર કૃપા હતી તે હું નિર્ગુણી બધી ભૂલી ગયો, અને મારામાં દુર્વાસના હતી તેથી પવિત્ર વાનપ્રસ્થ આશ્રમના ઋષિઓની સારી શીખામણ ઉપર લક્ષ નહિ આપતાં, આપની સાથે ઠગાઇ કરીને દ્યૂત રમ્યો, તે સંભારતાં મારૂં કાળજું ફાટી જાયછે. જો ઉઘાડીને બતાવાતું હોય તો ફાડીને બતાવું. આપ મારા વડીલ છો, માટે આપને નમન કરીને હું વિનવુંછું, કે આપ આપનું રાજ્ય સ્વાધીન કરી લ્યો. જો આપની મારા ઉપર કૃપા ના હોત તો જે દિવસે હું ધર્માસન ઉપર બેઠો તેજ દિવસે પ્રજાના લોકો મને પૂરો કરત, બાકી મેં તો ભૂખ્યાં ને તરસ્યાં એકેકે વસ્ત્રે આપજેવાં પવિત્ર દંપતિને સંકટવનમાં કાહાડયાં હતાં. માટે મારા ઉપર દયા કરો, અને આ આપનો મુકુટ ધારણ કરો.

( તેના માથા ઉપર મુકુટ મૂકવા જાયછે. )

**નળ.**—ભાઈ પુષ્કર, મારી તમારા ઉપર આગળના જેટલીજ કૃપા છે, પણ એ મુકુટ હું ધારણ નહિ કરૂં.

**વિદૂષક.**—( પ્રથમનો પોશાક પહેરી આવીને ) વયસ્ય, આપ ના શું કરવાને કોહોછો. મેં પ્રથમ શીખામણ દીધી હતી, કે પીતરાઈનો વિશ્વાસ કરિયે નહિ, ને કર્યો, અને અમારી શીખામણ માની નહિ તો ત્રણ વર્ષનું આપણ બધાંને એક સ્વપ્ન આવી ગયું, અને જાગ્યાં તો આપણે બધાં એનાં એ. આ આપ, આ મહાદેવી, આ કુમાર, આ કુમારી, આ હું પોતે, આ ભલો પ્રધાન. જુવો આપણ બધાં મળ્યાં ખરાં ? માટે હંબ, મૂકો માથે, આવ્યું છોડિયે નહિ.

**સત્યયુગ.**—પ્રતાપી નળ, એ મુકુટ તારોજ છે તે તું ધારણ કરવાને યોગ્ય છે, અને જગતની નજરમાં યોગ્ય ઠરી ચૂક્યો છે, માટે હું આજ્ઞા કરૂંછું કે તું ધારણ કર, એના ઉપર પણ કલિની અસર થઈ હતી તે મુક્ત થતાં શુદ્ધિમાં આવ્યો છે, માટે એને તું ક્ષમા કર. અને તે ક્ષમા દર્શાવવાને એ આપેછે તે મુકુટ ધારણ કર.

**પુષ્કર.**—( સ્વગત ) શું, ત્યારે મારામાં કલિનું શલ્ય હતું ? હા, હવે મારા હૃદયે મને દોષમુક્ત કર્યો.

**નળ.**—બહુ સારૂં ત્યારે.

( તે મુકુટ ધારણ કરેછે. પુષ્પની વૃષ્ટિ થાયછે. )

**સત્યયુગ.**—હું તમને મારા વિમાનમાં બેસારીને તારી રાજધાનીમાં લઈ જાઉંછું તેના પેહેલાં બધા એકસ્વરે બોલો કે.—

પતિવ્રતા જય પામો, પ્રેમી દંપતિ સુખી સદા થાઓ,
જ્યાં દંપતિ પ્રેમી ત્યાં, દુષ્ટ કલિનો પ્રવેશ ના થાઓ.

( સત્યયુગના ખોળામાં નળ અને દમયંતી, તથા તેના ખોળામાં બાળક, સહિત પુષ્કર પ્રધાન, સુદેવ, બૃહત્સેના ને વિમાનમાં બેસારી ઉંચે ચડેછે એટલામાં પડદો પડેછે. અને પછીથી પડદો ઉઘડેછે એટલે વનની અંદર પર્વતના શિખર આગળ વિમાન આવેલું દેખાયછે અને સર્વે ઉપરની ગીતિ ગાતાં દેખાયછે. પછી પડદો પડેછે. )

**સમાપ્ત.**